# ગુજરાતી ભાષાનું વ્યાકરણ

ચોથી આવૃત્તિ

રચનાર

જોસેફ વાનસામરન ટેલર.

# A GRAMMAR OF THE GUJARATI LANGUAGE:

FOURTH EDITION:

BY THE REV

JOSEPH VAN SOMEREN TAYLOR, B. A.

સુરત;

ઐરિશ મિશન છાપખાનામાં છપાયું.

૧૯૦૩.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં ગ્રંથકર્તાએ એવું લખેલું હતું કે આ વ્યાકરણ સંપૂર્ણ નથી; વળી, કે અવકાશ મળશે તો બીજી આવૃત્તિમાં સુધારો થશે. એ વંચન પૂરૂં કરવા માટે તેણે યથાશક્તિ પ્રયત્ન કર્યું છે; કંઇ કંઇ પુનરૂક્તિ તથા અતિશયોક્તિ મળેલી છે, કંઇ કંઇ સંક્ષેપે લખાએલી વાતોનો વિસ્તાર કરેલો છે, કંઇ કંઇ સંદેહ ભાંગીને અર્થ સ્પષ્ટ કરેલો છે, કંઇ કંઇ ભૂલ શોધીને નવા વિચારો દર્શાવ્યા છે. તો પણ ઘણાંક વિષયોમાં હજી વ્યાકરણ અધુરૂં રહ્યું છે, કેમકે સુધારવા સારૂ યથાસ્થિત અવકાશ ન મળ્યો. શોધકામ અર્ધું થયું ન થયું એટલામાં શરીરાસુખાકારીથી બંધ રાખવું પડયું, માટે કેટલાએક વિચારો લખી શકાયા નહિ. વાકયવિન્યાસના ભાગમાં કેટલીએક વાતો કહાડી નાખેલી, તેને સ્થળે બીજી રચવાનો હેતુ હતો, તે પણ થઇ ન શકયો. છંદવિન્યાસના ભાગમાં ધારણાપૂર્વક ન્યૂનાધિક કંઇજ થયું નહિ; પણ આ વિષય સંબંધી અતિશે ચિંતા નથી, કારણ કે ગુજરાતી ભાષામાં કેટલાંક પિંગળ છે.

કોઇને અધુરો ગ્રંથ છપાવવો સારો ન લાગે, પરંતુ શરીરના દુઃખ આગળ નિરૂપાય છિયે. થોડા દિવસમાં વિલાયત જવાનો ઠરાવ છે. ત્યાં પ્રભુની કૃપાથી સુખાકારી થાય તો શોધના કામમાં ફરી વળગીશું; કદાચિત ત્રીજી આવૃત્તિનો ખપ પડે તો તેમાં ધારેલા વિચાર જણાવવામાં આવશે. પરંતુ ભવિષ્યનો ભરોસો નથી, એક દિવસમાં શુંનું શું થવાનું તે કોણ કહી શકે, માટે સ્વદેશ જતા પહેલાં ગુજરાતી વિદ્યાર્થીને ચરણે આ બીજી આવૃત્તિ મૂકિયે છિયે; અને આશા છે કે પહેલી કરતાં આ બીજી આવૃત્તિ ઉપયોગી થશે.*

ગ્રંથકર્તાએ પોતાના દેશી મિત્રોને પહેલી આવૃત્તિની પ્રતો પહોંચાડતાં વિનંતી કરી હતી કે આમાં જે ભૂલો હોય તે જણાવશો તો મોટો આભાર માનીશું. આ ઉપરથી કેટલાએકે મિત્રભાવના હેતુથી કોઇ કોઇ ભેદ દેખાડયા છે. એમનો ઉપકાર આનંદથી માન્ય કરિયે છિયે. તેઓમાં કવિરાય દલપતરામ ડાહ્યાભાઇનું નામ મુખ્ય છે; આ સુજ્ઞ કવિએ સારા સારા વિચાર જણાવ્યા છે, અને વાંચનારના અર્થમાં સારૂં કર્યું છે.

---

* વાંચનારની આજ્ઞા માગી સૂચના આપિયે છિયે કે બેહુ આવૃત્તિને મેળવી જોતાં અંક ૨૭, ૪૯, ૬૮, ૧૭૭ થી ૧૨૧ સુધી, ૨૨૨થી ૨૫૬ સુધી, ૩૧૮ થી ૩૨૨ સુધી, ઉપસર્ગ વિષે ૩૩૯ થી ૩૪૧ સુધી, પ્રત્યયો વિષે ૩૪૪, અને સમાસ વિષે ૩૫૪ થી ૩૬૬ સુધી જોવું.

કેળવણી ખાતાના અધિકારીઓએ આ પુસ્તકને આશ્રય આપી એનો બહુ પ્રસાર કર્યો છે. આ આશ્રયની આશા પૂર્વે ન હતી. એમનો ઉપકાર ગ્રંથકર્તા આદરથી માન્ય કરે છે.

સાંભળવામાં આવ્યું છે કે નિશાળના વિદ્યાર્થીઓમાં વાદ થાય છે; કેટલાક કહે છે કે 'આ વ્યાકરણથી અમે સંસ્કૃતમાં મરીગયા.' એમની સાથે ગ્રંથકાર નમ્રતાથી પ્રતિવાદ કરે છે, કે ગુજરાતી તમારી જન્મભાષા સંસ્કૃતની પુત્રી છે, પોતાની માતા સાથે એનો કેવો સંબંધ તે ન જાણો તો એના ખરા રસનો સ્વાદ નહિજ ચાખવાના, અને તેના અધિકારની ખરી સત્તા ન સમજવાના; કવિની ઉત્તુંગ કલ્પનાને અર્થે કેટલી મધુર વાણી, વક્તાની મનોહર ભાષાને અર્થે કેટલા અલંકારના ભંડાર, તત્વવેત્તાને અર્થે કેટલી સૂક્ષ્મભેદની સંજ્ઞા, ધર્મબોધકના ઉપદેશને અર્થે સત્યસૂચક અસત્યવર્જક કેટલા વચનો, રાજ્યનિયમસ્થાપકને અર્થે કેટલાં વ્યવહારીક પદો, ઇતિહાસ લેખકને અર્થે કેટલી સર્વવાચક સામગ્રી, નાટકમાં રંજક, મિત્રાચારમાં મિષ્ટ, વ્યાપારમાં ઉપયોગી, ઘરમાં-બાળબાળા-ભાષણ, ઇત્યાદિ વિવિધ વલણ ગુજરાતીમાં કયા કયા પ્રકારનું છે, તે મૂળ ભાષા સાથેના ખરા સંબંધના જ્ઞાન વિના કેમ સમજશો? "સંસ્કૃતમા મરીગયા!" ના, ખરૂં કહો તો સંસ્કૃતમાં સજીવન થવાના, નવો અવતાર લેવાના, અને સુજ્ઞ જનોની સાથે સજીવ ભાષાનો સુજશવર્ધક વ્યાપાર ચલાવવાના.

ગુજરાતી ભાષાનું ખરૂં વ્યાકરણ જોઇએ તેવું હજી થયું નથી. આ વ્યાકરણના કર્તાએ પોતાના અલ્પ સામર્થ્ય પ્રમાણે કેવળ દિશા દેખાડેલી છે: કોઇ દેશી પંડિત નવું વ્યાકરણ રચીને ભાષાને તેજસ્વી કરે એવી આશા તે રાખે છે.

---

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ વ્યાકરણની બીજી આવૃત્તિ નિકળ્યા પછી એના ગ્રંથકર્તા મારા વહાલા તથા માનિતા પિતાજી, સ્વર્ગવાસી થવા માટે આ ત્રીજી આવૃત્તિમાં એમણે કરેલો સુધારો કે વધારો જણાશે નહિ, અને તેથી બેહુ આવૃત્તિ સરખાવતાં કંઇ પણ ફેર ભાગ્યેજ માલુમ પડશે. એટલુંજ માત્ર વાચનારને જણાવવું જોઇએ કે બે ત્રણ બાબત વિષે ટુંકી ટીકા કરવાની જરૂર હોવાથી થોડાં વાક્યો મેં ઉમેર્યાં છે, પણ એવાં વાક્યો અસલ લખાણથી પૃથક રહે માટે પૃષ્ઠને છેડે કોણાકાર કૌંસમા છાપેલાં છે.

જી. પી. ટેલર.

# સાંકળિયું.

# गुजराती भाषानुं व्याकरण.

१. प्रश्न. व्याकरण शाने कहिये ?

उत्तर. ભાષાના નિયમ વિષે જે શાસ્ત્ર, તેને વ્યાકરણ કહિયે.

૨. માણસના મનના વિવિધ વિચાર અને મનોભાવ લોક એક બીજાને જેણે કરીને જણાવે છે, તેને ભાષા કહિયે. ભાષા બોલેલી અથવા લખેલી હોય છે. બોલતાં, લખતાં, લોક નિયમ પાળીને બોલે છે અને લખે છે ખરા, તો પણ આ નિયમ કેવા કેવા છે, એ તો બધા લોક કહી જણાવી શકતા નથી. વિવેકી વિદ્વાનો એ વિષે શોધ કરીને કેટલાંએક સૂત્રો બાંધી શિખવતા આવ્યા છે. એ ઉપરથી જે વિદ્યા ઉત્પન્ન થઇ, તેને વ્યાકરણવિદ્યા કહિયે છિયે; અને જે શાસ્ત્ર રચ્યું છે, તેને વ્યાકરણશાસ્ત્ર* કહિયે છિયે.

३. प्र. व्याकरणना केटला प्रकार होय छे ?

ઉ. ત્રણ પ્રકાર; એટલે—**સાધારણ, સાન્વય,** અને **અસાધારણ** વ્યાકરણ.

४. प्र. **साधारण** व्याकरण ते केवुं ?

ઉ. **જે નિયમો બધી ભાષાઓને સામાન્ય છે,** તે વિષેના શાસ્ત્રને **સાધારણ** વ્યાકરણ કહિયે.

---

***વ્યાકરણ,** આ શબ્દની ગોઠવણીમાં બે ઉપસર્ગ અને એક કૃદંત આવે છે. वि વિશેષપણાનો, અને **આ** મર્યાદાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ છે; करण कृ ધાતુનું એક કૃદંતરૂપ છે. એમાં વળી ભાષા, અથવા શબ્દ, આ બોલનો અર્થ અધ્યાહાર્ય છે. માટે "વ્યાકરણ," આ શબ્દ વાપરતાં, આટલું બધું જાણવું, કે શબ્દના અથવા ભાષાના નિયમ કેવા કેવા છે, તે વિષે વિશેષ મર્યાદા શોધી ઠરાવી દેખાડનાર શાસ્ત્ર. સંસ્કૃતમાં એનું વર્ણન એવું કરેલું છે; व्याक्रियते शब्दाः अनेनेति व्याकरणं. અર્થ:—જેણે કરીને શબ્દો ઉપજાવિયે તે વ્યાકરણ. એથી અધિક પણ કંઇ સમજવું, એટલે, વાક્યના શબ્દો પોતામાં જે પરસ્પર સંબંધ રાખે છે તે દેખાડનારૂં શાસ્ત્ર.

**શાસ્ત્ર** (शास्, મર્મ,—અંતર્ભાવ જણાવવો; त्र, યંત્ર-સાધન, એ અર્થ દર્શક પ્રત્યય), જેણે કરીને મર્મ ઇ. સિદ્ધ થાય છે તે.

૬. પ્ર. सान्वय व्याकरण ते केवुं ?

ઉ. વિવિધ ભાષાઓમાં જે ભિન્નાભિન્નતા દેખાય છે, તેના નિયમ વિષેના શાસ્ત્રને **સાન્વય વ્યાકરણ** કહિયે.

૬. સર્વે ભાષાઓમાં, વિષયપદ, ક્રિયાપદ, વિશેષ્ય, વિશેષણ, ઇત્યાદિના સંબંધથી વાક્ય થાય છે. એના મર્મ વિષે જે ઉંડો શોધ થયો છે, તે સાધારણ વ્યાકરણમાં જણાવેલો છે; પણ ગુજરાતી, મરાઠી, હિંદી, ફારશી, પ્રાકૃત, સંસ્કૃત, ગ્રીક, લાટીન, ગોથિક, ઈંગ્રેજી, ફ્રેંચ, હેબ્રી, અરબી, ઇત્યાદિક પ્રાચીન અર્વાચીન ભાષાઓમાં, જે મળતાપણું અને જૂદાપણું છે, તે જાણી જણાવવાને અર્થે શોધ કરતાં જે વિદ્યા ઉત્પન્ન થઇ, તેનું શાસ્ત્ર સાન્વય વ્યાકરણ છે.

૭. પ્ર. असाधारण व्याकरण ते केवुं ?

ઉ. જેમાં એકજ ભાષાના નિયમો જણાવેલા છે તેને **અસાધારણ** વ્યાકરણ કહિયે. ગુજરાતી, મરાઠી, હિંદી, એવી પ્રત્યેક ભાષાનું વ્યાકરણ, તે **અસાધારણ** છે.

## ભાષાના ભેદ વિષે.

૮. પ્ર. प्रत्येक भाषामां केटला भेद गणेला छे ?

ઉ. પ્રત્યેક ભાષામાં, **અક્ષર, શબ્દ,** તથા **વાક્ય,** એ ત્રણ છે; અને કોઇ વૈયાકરણો **પદ્યનો** એક ચોથો ભેદ ગણે છે. ભાષામાં એવું છે, માટે વ્યાકરણમાં એમને મળતા ભાગ કર્યા છે; એટલે—(૧) **અક્ષરવિન્યાસ; (૨) શબ્દવિન્યાસ, શબ્દસાધન,** અથવા **પદભંજન; (૩) વાક્યવિન્યાસ** અથવા **વાક્યરચના;** અને કાવ્ય મેળવિયે તો, **(૪) પદ્યબંધ.**

## અક્ષરવિન્યાસ વિષે.

૯. પ્ર. अक्षरविन्यासना भागमां शानुं वर्णन आवे छे ?

ઉ. અક્ષરવિન્યાસના ભાગમાં અક્ષરના સ્થાનાદિનું વર્ણન આવે છે.

**અક્ષર;** આપણા વાણીસ્થાન, એટલે કંઠ, તાળુ, મૂર્દ્ધા, હોઠ, દાંત, ઇત્યાદિયે કરીને આપણે ઘણાં જુદાં જુદાં, ટુંકાં ટુંકાં, મૂળ ઉચ્ચારણો કરી શકિયે છિયે; આ ઉચ્ચારણોના અક્ષર થાય છે. મહોડે કરીને જે ઉચ્ચારણો થાય છે

તેઓ કાને કરીને સંભળાય છે; પણ એમને આંખે કરીને જોઇ સમજી શકિયે માટે પત્રાદિક ઉપર લખાય એવાં કેટલાંએક ચિન્હો ઠરાવેલાં છે; આ લખેલાં ચિન્હોને પણ અક્ષર કહે છે. અક્ષરને વર્ણ પણ કહે છે.*

આપણા ધાણીસ્થાનથી (અથવા વર્ણસ્થાનથી) અતિ ઘણાં ઉચ્ચારણો થઇ શકે છે, પણ તેઓ બધાં પ્રત્યેક ભાષાના કામમાં લીધેલાં નથી—ઘણાંખરાં વપરાયા વિના રહી જાય છે. વળી, બધી ભાષાઓમાં તેનેતેજ ઉચ્ચારણો કામમાં લીધેલાં નથી; કેટલાંએક ઉચ્ચારણો ગુજરાતીમાં વપરાય છે, પણ ઇંગ્રેજીમાં વપરાતાં નથી, અને ઇંગ્રેજીમાં ઘણાંએક ચાલે છે જે ગુજરાતીમાં ચાલતાં નથી.

**વિન્યાસ** (વિ, નિ, વિશેષાર્થદર્શક ઉપસર્ગો; अस, લેવું-આવવું-પ્રગટ થવું. विन्यस् ઠેકાણે લઇ આવવું-વર્ગે વર્ગ કરી દેખાડવું-વિચારથી ગોઠવવું), વિચારયુક્ત ગોઠવણી; વળી, જે જગ્યામાં એવી ગોઠવણી કરી દેખાડેલી છે તે. માટે અક્ષરવિન્યાસ = અક્ષરની વિચારયુક્ત ગોઠવણી, અને વ્યાકરણના જે ખંડમાં એ કરી દેખાડેલી છે તે.

૧૦. प्र. गुजरातीमां केटला अक्षर वपराय छे ?

ઉ. સંસ્કૃતમાં એકાવન અક્ષર છે, ળ મેળવિયે તો, બાવન થાય છે; એટલે, **અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ ઓ ઔ અં અઃ**—

**ક ખ ગ ઘ ઙ, ચ છ જ ઝ ઞ, ટ ઠ ડ ઢ ણ, ત થ દ ધ ન, પ ફ બ ભ મ, ય ર લ વ, શ ષ સ, હ, ળ, (ક્ષ જ્ઞ).** પણ એઓમાંના ૠ, ઌ, ૡ, ગુજરાતીમાં વપરાતા નથી; ઙ, ઞ, થોડાજ વપરાય છે; **ક્ષ, જ્ઞ,** જોડાક્ષર છે; **અં, અઃ** એ સ્વરની આગળ અનુસ્વાર તથા વિસર્ગ છે. આ નવને નહિ ગણિયે તો ગુજરાતીની સાધારણ લિપિના મૂળાક્ષર ૪૩ થાય છે. સંસ્કૃતમાં નહિ વપરાયલો એક અક્ષર, ઇંગ્રેજી ઇત્યાદિ પરભાષાના શબ્દો લખવા સારૂ, ઞ, એવો કરીને વાપરે છે.

૧૧. प्र. अक्षरोना विभागो किये प्रकारे करेला छे ?

ઉ. અક્ષરોના બે મુખ્ય વિભાગ છે, એટલે, સ્વરનો એક વિભાગ અને વ્યંજનનો બીજો.

---

* **અક્ષર** (अश् વ્યાપવું, अर પ્રત્યય), વ્યાપક, ભાષામાં સર્વત્ર વ્યાપી રહેલું તે.—**વર્ણ** (वृ ઢાંકવું. वर्ण રંગાવવું) રંગિત કરેલું ઇ૦. ઉચ્ચારી દેખાડેલો, તે અક્ષર; લખી દેખાડેલો, તે વર્ણ. એવો ભેદ રાખિયે તો ચાલે?

## સ્વર વિષે.

૧૨. प्र. स्वर कोने कहिये ?

ઉ. ઉચ્ચારને લંબાવતાં જેના પ્રત્યેકનું ઉચ્ચારણ એકનેએકજ પ્રકારનું, અથવા સરખી રીતે, થાય છે તેને સ્વર કહિયે.

૧૩. प्र. गुजरातीमां केटला स्वर छे ?

ઉ. જેઓ મૂળ સ્વર કહેવાય છે, તેઓ ત્રણ છે; એટલે **અ, ઇ, ઉ;** એઓ ટુંકા ઉચ્ચારના છે, અને હ્રસ્વ કે લઘુ કહેવાય છે. એમના પ્રત્યેકનો ઉચ્ચાર લાંબો કર્યાથી બીજા ત્રણ થાય છે; એટલે—**આ, ઈ, ઊ;** એઓ દીર્ઘ કે ગુરૂ કહેવાય છે. વળી સંધિસ્વર (બે સ્વરના મળ્યાથી જે ઉત્પન્ન થાય છે તે) ચાર છે, એટલે એ, ઐ, ઓ, ઔ; એમનું વર્ણન સંધિપ્રકરણમાં જોવું જોઇયે (૩૨-૧-અ, આ.)

૩ હ્રસ્વ, ૩ દીર્ઘ, અને ૪ સંધિસ્વર મળીને ૧૦ સ્વર થાય છે; પણ ઋ, આ હ્રસ્વ સ્વર પણ ગુજરાતીમાં ચાલે છે, માટે ગુજરાતીમાં સ્વરોની સંખ્યા **૧૧** થાય છે.

૧૪. હ્રસ્વ સ્વર બોલતાં થોડોજ કાળ થાય છે, માટે તેઓ એકેકજ માત્રાના ગણાય છે.* દીર્ઘ સ્વર બોલતાં હ્રસ્વ કરતાં બમણો કાળ થાય છે, માટે એઓ બબે માત્રાના ગણાય છે. સંધિસ્વર બબે સ્વરના હોય છે, માટે એઓ પણ દીર્ઘ અને બબે માત્રાના છે.—રોતાં, ગાતાં, બોલાવતાં, પોકારતાં, સ્વરનો ઉચ્ચાર બહુ લાંબો થાય છે, તે ત્રણ અથવા અધિક માત્રાનો ગણેલો છે; એને પ્લુત કહે છે. પ્લુતને લખી દેખાડવાની રીતિ નથી.

## સવર્ણ અસવર્ણ વિષે.

૧૫. અક્ષર **સવર્ણ** અને **અસવર્ણ** કહેવાય છે. જે અક્ષરો **એકજ વર્ણસ્થાનથી** ઉત્પન્ન થાય છે તેઓ **સવર્ણ** છે; અને જેઓ **જૂદા જૂદા સ્થાનથી** થાય છે તેઓ **અસવર્ણ.** **અ** અને **આ** સવર્ણ છે, કેમકે તેઓ બેહુ કંઠસ્થાની છે†; ઇ ઈ સવર્ણ, કેમકે બેહુ તાલુસ્થાની છે; **ઉ, ઊ** સવર્ણ

---

* માત્રા (મા, માપવું; ત્ર, શસ્ત્રાર્થ પ્રત્યય), માપ, ભરણ, એક માત્રા=એક માપ.

† [કેટલાએક વૈયાકરણનો મત એવો છે કે અ અને આ કોઇપણ અમુક વર્ણસ્થાનની સાથે સંબંધ રાખતા નથી. કોઈ વિશેષ સ્થાનથી થએલો ગુણ આ બે સ્વરમાં માલુમ પડતો નથી. See Whitney's Sanskrit Grammar: § 20; and M. Müller's Science of Language: II. 130].

છે, કેમકે એહુ ઓષ્ઠસ્થાની છે; પણ અ, ઈ, ઉ, અસવર્ણ છે, કેમકે એક કંઠ, બીજો તાળુ, ને ત્રીજો ઓષ્ઠસ્થાની છે.

એ, ઐ કંઠતાલુસ્થાની છે, કેમકે કંઠ અને તાલુ, આ બેહુ સ્થાનથી તેઓ થાય છે; ઓ, ઔ કંઠોષ્ઠસ્થાની, કેમકે કંઠ અને હોઠ આ બેહુથી થાય છે. તોય પણ, કોઇ વૈયાકરણો એ ઐને ઇ ઈના સવર્ણ; અને ઓ ઔને ઉ ઊના સવર્ણ ગણે છે; કેમકે એ ઐમાં તાલુનું બળ, અને ઓ ઔમાં હોઠનું બળ વિશેષ છે; વળી, ગુણ અને વૃદ્ધિમાં ઇનો એ ઐ, અને ઉનો ઓ ઔ થાય છે. ઇ ઈનો સવર્ણ અંતઃસ્થ ય, અને ઉ ઊનો સવર્ણ વ છે, માટે, સંધિકાર્યમાં ઇ થી ય, અને ઉ થી વ ઉત્પન્ન થાય છે. (૩૨-૧. ઇ, ઉ.)

ઋ, આ સ્વર મૂર્દ્ધન્ય અથવા મૂર્દ્ધાસ્થાની છે; એનો સવર્ણ અંતઃસ્થ ર છે.

## ગુણ તથા વૃદ્ધિ વિષે.

૧૬. શબ્દનો અર્થ વિકાર થતાં, સંસ્કૃતમાં બહુધા, અને ગુજરાતીમાં કોઇ વેળા, સ્વર બદલાય છે. એને સ્વરનાં વૃદ્ધિ તથા ગુણરૂપ કહે છે. વિષ્ણુનું વૈષ્ણવ, અને શિવનું શૈવ; બુધનું બોધ, બૌદ્ધ, થાય છે. મૂળ સ્વરનાં ગુણ અને વૃદ્ધિરૂપ તે કેવાં, એ નીચેના કોષ્ટક ઉપરથી જણાવિયે છિયે.

| મૂળરૂપ. | ગુણરૂપ. | વૃદ્ધિરૂપ. |
|---|---|---|
| અ. | અ | આ. |
| ઇ. | એ | ઐ. |
| ઉ. | ઓ | ઔ. |
| ઋ. | અર | આર. |

## વ્યંજન વિષે.

૧૭. પ્ર. વ્યંજન કોને કહિયે ?

ઉ. જે વર્ણનો ઉચ્ચાર સ્વર વિના થતો નથી, તેને વ્યંજન કહિયે.

વ્યંજન એટલે (વિ વિશેષપણાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ, અંજ્ દેખાવું), સ્વરે કરીને જે જાણ્યામાં આવે છે તે.*

* કોઈ, વળી, એનો અર્થ એવો કરે છે. વ્યંજનનો અર્થ વ્યંગ : ને સમાન કરીને કહે છે, કે ખોડેલું એવું સમજવું. "માટે, જે અક્ષર વ્યંજન કહેવાય છે તેઓ "ખોડેલા છે, એટલે એમનો એક ભાગ પડતો મૂકેલો છે, અને જેમ ખોડા "માણસનો સ્વભાવ એવો હોય છે, કે તે બીજાને આધારે—કોઈનો ટેકો "લઈને—ચાલે છે, તેમ વ્યંજનોનો ઉચ્ચાર બીજા અક્ષરોને આધારે—સ્વરોનો "ટેકો લઈને—થાયછે."

१८. प्र. गुजरातीमां केटला व्यंजन छे?

ઉ. મૂળ ભાષા સંસ્કૃતમાં ૩૩ વ્યંજન ગણેલા છે, એમની સાથે ળ મેળવ્યાથી ૩૪ થાય છે.

૧૯. બીજા બે અક્ષર, એટલે, ક્ષ અને જ્ઞ, સાધારણે લખાય છે, અને એમને કોઇ ગુજરાતી મૂળાક્ષરોમાં ગણે છે; પણ તેઓ જોડાક્ષર છે,—ક અને ષ મળીને ક્ષ, જ અને ઞ મળીને જ્ઞ થાય છે.

૨૦. ઙ અને ઞ ગુજરાતીમાં સાધારણે વપરાતા નથી ખરા, અને ઘણાખરા લોક એમને ગુજરાતી અક્ષરોમાં ગણવા ઇચ્છતા નથી; તોય પણ, તેમનો ખરો ઉચ્ચાર ભાષામાં છે, અને કોઈ પ્રસંગમાં તેમને લખિયે નહિ તો શબ્દનો ઉચ્ચાર શુદ્ધ થતો નથી; જેમકે, દિઙ્મૂઢ, દિઙ્માત્ર, વાઙ્મય, ઇ૦.

२१. प्र. आ चोत्रीस व्यंजनना कोइ विभाग करेला छे?

ઉ. છે; એટલે—

કંઠસ્થાનથી થનારા પાંચ કવર્ગીય;—ક, ખ, ગ, ઘ, ઙ.

તાલુસ્થાનથી થનારા પાંચ ચવર્ગીય;—ચ, છ, જ, ઝ, ઞ.

મૂર્દ્ધાથી થનારા પાંચ ટવર્ગીય;—ટ, ઠ, ડ, ઢ, ણ.

દંતસ્થાનથી થનારા પાંચ તવર્ગીય;—ત, થ, દ, ધ, ન.

હોઠથી થનારા પાંચ પવર્ગીય;—પ, ફ, બ, ભ, મ.

આ ૨૫ તો સવર્ગીય, એટલે વર્ગવાળા, કહેવાય છે.

બાકીના નવ અવર્ગીય કહેવાય છે, કેમકે તેઓ ઉપરના વર્ગમાં ગણેલા નથી. તોય પણ સ્થાનોમાં લાવવાને કરિયે તો લવાય: કંઠ્યમાં, હ; તાલવ્યમાં, ય, શ; મૂર્દ્ધન્યમાં, ર, ષ, ળ; દંત્યમાં, લ, સ; અને દંતોષ્ઠ્ય, વ.

૨૨. કંઠસ્થાનથી ઉત્પન્ન થનારા, કંઠ્ય અથવા કંઠસ્થાની; તાલુસ્થાનથી, તાલવ્ય કે તાલુસ્થાની; મૂર્દ્ધાથી, મૂર્દ્ધન્ય કે મૂર્દ્ધાસ્થાની; દંતસ્થાનથી, દંત્ય કે દંતસ્થાની; અને હોઠેથી થનારા, ઓષ્ઠ્ય કે ઓષ્ઠસ્થાની કહેવાય છે.

## અલ્પપ્રાણી, મહાપ્રાણી, તથા અનુનાસિક અક્ષર વિષે.

२३. प्र. अल्पप्राणी, महाप्राणी, तथा अनुनासिक अक्षर किया?

ઉ. જેમનો ઉચ્ચાર કરતાં **થોડો શ્વાસ** જોઇયે તેઓ **અલ્પપ્રાણી**, જેમને વાસ્તે **વધારે શ્વાસ** જોઇયે તેઓ **મહાપ્રાણી**, અને જેમનો ઉચ્ચાર **નાક સ્થલથી** થાય છે તેઓ **અનુનાસિક** અક્ષર કહેવાય છે.

**અલ્પપ્રાણી**—ક, ચ, ટ, ત, પ ; ગ, જ, ડ, દ, બ ; ય, ર, લ, વ, ળ.
**મહાપ્રાણી**—ખ, છ, ઠ, થ, ફ ; ઘ, ઝ, ઢ, ધ, ભ ; શ, ષ, સ, હ.
**અનુનાસિક**—ઙ, ઞ, ણ, ન, મ.

## સ્પર્શ, અંતઃસ્થ, તથા ઊષ્મન્ કે ઊષ્મા વિષે.

૨૪. ક થી મ સુધી પચીસ સવર્ગીય જે છે, તેઓ સ્પર્શ કહેવાય છે; કેમકે તેમનો ઉચ્ચાર થતાં, વર્ણસ્થાનનો સ્પર્શ પૂરી રીતિએ થાય છે.

ય, ર, લ, વ, ળ, અંતઃસ્થ ( अंतर મધ્ય ; स्थ રેહેનાર, ) વચગાળે રહેનાર, કે રહી જનાર, કહેવાય છે ; કેમકે સ્પર્શ થયા વિના, વર્ણસ્થાનને અંતરે, કે વચલે ભાગે, તેમનો ઉચ્ચાર થાય છે. અંતઃસ્થ ઉચ્ચારમાં વ્યંજનનું કંઈ, અને સ્વરનું કંઈ લક્ષણ દેખાય, માટે કોઇ વૈયાકરણો એમને અર્ધસ્વર, અને કોઈ અર્ધવ્યંજન કહે.

શ, ષ, સ, હ, ઊષ્મન્, કે ઊષ્મા (उष्, તપવું,–જોસમાં આવવું), કહેવાય છે. કેમકે તેઓમાં મહાપ્રાણીનો જોસ, અને સર્પના સુસ્વાટ જેવો સાદ છે.

## ઘોષ અને અઘોષ વિષે.

૨૫. પ્ર. अक्षरो कोइ घोष, अने कोइ अघोष कहेवाय छे एनुं कारण शुं?

ઉ. છાતી પર **દાબ** રાખ્યા **વિના** જે અક્ષરનો ઉચ્ચાર થાય છે તે **અઘોષ**, અને **દાબ** રાખેથી જે થાય છે તે **ઘોષ** છે.*

ઘોષ = સાદ, આ જાતિના ઉચ્ચારમાં છાતીનો સાદ વધારે છે ; અઘોષ = સાદ રહિત, એમાં જાતિનો સાદ નથી. (કોઇ વૈયાકરણો એનું વર્ણન એવું કરે છેઃ— "ધાતુપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર ઘોષનો ; કાષ્ટપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર અઘોષનો છે.")

વળી, ઘોષને **સંવાર** અને અઘોષને **વિવાર** કહે છે. વિવાર (**વિ**, વિશેષપણાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ, **વાર** લેવું), ખુલ્લો–પહોળો. છાતીમાંથી જે દ્વારે કરીને શ્વાસ નિકળે છે, તેને ખુલ્લો, કે પહોળો, રાખીને વર્ણસ્થાનથી ઉચ્ચાર કરિયે, તો વિવાર ( અઘોષ ) ઉચ્ચાર થાય છે. **સંવાર** (**સં**, સાથે ; **વાર**, લેવું, ) સાથે કરી લીધેલો–સંકડાવેલો. શ્વાસદ્વારને સંકડાવીને વર્ણસ્થાનથી ઉચ્ચાર કરિયે તો સંવાર (ઘોષ) ઉચ્ચાર થાય છે.

---

* [ઘોષ અઘોષમાં ફેર છે તે આ પરથી જણાય છે ; ઘોષ કહેવાયેલા અક્ષરનો ઉચ્ચાર થતાં ઘાંટીમાં સાદ થાય છે, પણ અઘોષ અક્ષરનો ઉચ્ચાર થતાં ઘાંટીનો સાદ છેજ નહિ ]

વળી, ઘોષને કોમળ, અને અઘોષને કઠોર, પણ કહે છે.

અઘોષ. ક, ચ, ટ, ત, પ ; ખ, છ, ઠ, થ, ફ ; શ, ષ, સ. ૧૩.

ઘોષ. ગ, જ, ડ, દ, બ ; ઘ, ઝ, ઢ, ધ, ભ ; ઙ, ઞ, ણ, ન, મ ; ય, ર, લ, વ, હ, ળ. ૨૧. ઘોષાક્ષરમાં બધા સ્વર પણ ગણેલા છે.*

## અ અનુષંગી, તથા સ્વરોનાં સંયુક્ત ચિન્હો વિષે.

૨૬. પ્ર. अ अनुषंगी जे कहेवायछे तेनुं आपणे शुं समजवुं ?

ઉ. મૂળાક્ષરના પાઠમાં વ્યંજનનાં નામ લેતાં જે સ્વરનો ઉચ્ચાર થાય છે તે અ છે. એને અ અનુષંગી ( અનુ, સાથે; સંગી, મળેલો ) કહે છે. વ્યંજનોની સાથે તે એ રીતે મળેલો છે, માટે જેમ બીજા સ્વરોને વાસ્તે સંયુક્તચિન્હો છે તેમ અ ને વાસ્તે નથી. (૩૪)

૨૭. પ્ર. बीजा स्वरोनां संयुक्तचिन्हो तेओ केवां ?

ઉ. જ્યારે અ નહિ, પણ બીજો કોઇ સ્વર વ્યંજનની સાથે બોલવો હોય, ત્યારે વ્યંજનની જોડે આખો સ્વર લખતા નથી, પણ સ્વરનો કોઇ ભાગ લઇને, વ્યંજનના આકારની સાથે સહેલી રીતે મેળવી લખાય એવાં ચિન્હો કરે છે. લખતાં આ ચિન્હો વ્યંજનની સાથે સંયુક્ત કરેલાં (મેળવેલાં) છે, માટે તેમને સ્વરોનાં સંયુક્તચિન્હો કહિયે છિયે. આ સંયુક્તચિન્હોના આકાર તથા તેમનાં નામ નિચેના કોષ્ટકમાં લખિયે છિયે.

| સ્વર. | સંયુક્તચિન્હ. | નામ ઈત્યાદિ. |
|---|---|---|
| અ. | —— | વ્યંજનના અક્ષરમાંજ મળેલો હોય છે — અ અનુષંગી. |
| આ. | ા | કાનો = કર્ણ, એટલે કાન ; કાનની પેઠે અક્ષરની બાજુએ રહે છે માટે. |
| ઈ. | િ | પાંચ કુડાળી ; ખરૂં નામ પાછ કુંડાળી. પહેલાં, અક્ષરને માથે કેવળ કુંડાળી કરીને, ઇ, ઈ દેખાડતા ; જેમકે કિ = કિ, કી. પછી હ્રસ્વ દીર્ઘનો ભેદ દેખાડતાં, વ્યંજનાક્ષરને ડાબે અંગે ( એમ કિ ) કુંડાળી કરી હ્રસ્વ, અને જમણે અંગે ( એમ કી) કરી દીર્ઘ દેખાડતા. એમાં, અધિક સ્પષ્ટતાને અર્થે, હ્રસ્વને માટે ડાબી બાજુએ, અને દીર્ઘને માટે જમણી બાજુએ, કાનાનો ઉમેરો કર્યો. હ્રસ્વતાદર્શક કુંડાળી |

* [ અઘોષમાં વિસર્ગ અને ઘોષમાં અનુસ્વાર આવી જાય છે. ]

વ્યંજનની પાછલી ગમ આવી માટે તેનું નામ પાછ, એટલે પાછલી કુંડાળી, એવું પડયું; અને દીર્ઘતા દર્શકનું નામ—

ઈ. ી આજનુ—અજ્યુ. એનું નામ અગિયું, એટલે આગલું; કેમકે એનું કુંડળ અક્ષરની આગળ આવે છે.

ઉ. ુ વયડુ—વરડુ. (વળડુ—અક્ષરની નીચે વળેલું કે વાળી દીધેલું?). કાઠીયાવાડમાં, લોટે.

ઊ. ૂ નેત્ર, એટલે મૂળ; અક્ષરની નીચે ઝાડનાં મૂળ જેવું દેખાય માટે. કાઠીયાવાડમાં, વદે (વધે હશે).

ઋ. ઋકાર.

એ. માત્રા, એટલે માપ. પહેલાં, બધા સ્વરનું સાધારણ નામ માત્રા હતું; પછી, એ, ઐ, ઓ, ઔ કરતાં, અક્ષરને માથે જે ચિન્હ લાગે છે તેનુંજ આ નામ રહ્યું.

ઐ. બે માત્રા.

ઓ. ો કાનો માત્રા.

ઔ. ૌ કાનો બે માત્રા.

એમને વ્યંજનની સાથે મેળવતાં નીચે પ્રમાણે લખાય છે:—

ક કા કિ કી કુ કૂ કૃ કે કૈ કો કૌ, ઇ૦.

રૂ = રૂ અને જી = જી; લખવાની ત્વરાથી થએલાં રૂપો.

**ટીકા.** સ્વરના સંયુક્ત ચિન્હથી એવું બને છે, કે જે વ્યંજનની સાથે તે આવે, તેનો અનુષંગી અ ઉડી જાય છે; પછી, વ્યંજનની સાથે બીજો સ્વર વળગીને એક નવો અક્ષર ઉપજે છે; ક + ી, તે ક્ + અ + ઈ, એવું તો નહિ, પણ ક્ + ઈ = કી; માટે કા, કી, કુ, ઇ૦, એકેક એકજ અક્ષર છે.

## વ્યંજનચિન્હ, અનુસ્વાર, તથા વિસર્ગ વિષે.

२८. प्र. व्यंजनचिन्ह शाने कहिये ?

ઉ. કોઇ અક્ષરમાંથી અ અનુષંગીનો ત્યાગ કરવો હોય, અને તેને છેડે કોઈ સ્વરનો ઉચ્ચાર કરવો નહિ એવું દેખાડવાનું હોય, તો તેને ખોડિયે-છિયે, એટલે નીચે એવું (્) કરિયે છિયે; એને **વ્યંજનચિન્હ** કહિયે છિયે; જેમકે, ક્,—ગ્,—ઘ્. આ ચિન્હને હલ્, અને વિરામચિન્હ, એવી પણ સંજ્ઞા આપેલી છે.

२९. प्र. अनुस्वार शाने कहिये ?

ઉ. પાંચ અનુનાસિક અક્ષર જે કહેવાય છે, તેમનાં પૂરાં રૂપને ઠેકાણે વપરાયેલું જે લઘુચિન્હ તેને **અનુસ્વાર** કહિયે છિયે. અનુસ્વારને બિંદુ (મિંડું) પણ કહે છે, અને ( ˙ ) એવું કરીને લખે છે.

(અ) અનુનાસિક અક્ષરને પૂરા લખવાનો શ્રમ મટાડવાને અર્થે અનુસ્વારની યુક્તિ કરેલી છે. માટે જેમ અનુનાસિક અક્ષરનાં પાંચ સ્થાન છે તેમજ અનુસ્વારનાં પણ છે; જેમકે,—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કંઠ્ય;— | અઙ્ક ને ઠેકાણે | અંક, | અને | અઙ્ગ ને ઠેકાણે | | અંગ. |
| તાલવ્ય;— | પઞ્ચ | ... પંચ, | ... | અઞ્જ | ... | અંજ. |
| મૂર્દ્ધન્ય;— | કણ્ઠ | ... કંઠ, | ... | અણ્ડ | ... | અંડ. |
| દંત્ય;— | દન્ત | ... દંત, | ... | અન્ધ | ... | અંધ. |
| ઓષ્ઠ્ય;— | કમ્પ | ... કંપ, | ... | કુમ્ભ | ... | કુંભ. |

જે અક્ષરની સાથે અનુસ્વારનો ઉચ્ચાર થાય છે, તે અક્ષરના વર્ગના અનુનાસિકને ઠેકાણે તે વપરાય છે. પણ વંશ, અંશ, માંસ, કંસ ઇત્યાદિ શબ્દોમાં અનુસ્વાર કંઠ્ય અનુનાસિક અક્ષર ( ઙ ) ના ઉચ્ચાર ઉપર લગારેક આવેલો જણાય છે. ( ૩૨, ૩ ).

(બ) શબ્દના છેલ્લા અક્ષર ઉપર અનુસ્વાર આવે તો, કંઠાદિક વર્ણસ્થાનનો કંઇ નિશ્ચય દેખાડ્યા વિના, ઉચ્ચાર કેવળ અનુનાસિક રણકારા જેવો છે; જેમકે—સારૂં, ખોટું, કરૂં, બોલું છું. કોઇના ધાર્યામાં છે કે જ્યાં એવો ઉચ્ચાર થાય છે ત્યાંજ માથે મિંડું લખવું; બીજા ઠેકાણામાં ઙ, ઞ, ણ, ન, મ, લખવા; પણ આ રીતિ સાધારણે ચાલી નહિ.

३०. प्र. विसर्ग शाने कहिये ?

ઉ. જ્યારે હરકોઇ સ્વરને છેડે હકાર જેવો થડકવાળો ઉચ્ચાર કરવાનો હોય, ત્યારે તે દેખાડવા સારૂ પૂર્વ સ્વરની જોડે બે મિંડાં ( : ) એવાં કરીને લખિયે છિયે; જેમકે, અંતઃકરણ, દુઃખ, અઃ, ઠિઃ, અંતઃસ્થ, પ્રાતઃ.

**વિસર્ગ** ( वि—सृज् ફેંકી દેવું ) ફેંકી દીધેલું; જાણે મ્હોડેથી વાયુ કે ઉચ્ચાર ફેંકી દીધો હોય, તેમ સાંભળવામાં આવે તે.

૨૧. ઉપર કહેલા વિષયોનો સારાંશ નીચેના કોષ્ટકમાં સંક્ષેપથી આપેલો છે.

## અક્ષરોનું કોષ્ટક.

વ્યંજન. — વર્ગીય. (કઠિન: અલ્પપ્રાણ, મહાપ્રાણ; કોમળ: અલ્પપ્રાણ, મહાપ્રાણ, અનુનાસિક), અવર્ગીય. (કોમળ, કઠિન)

સ્વર. — કોમળ (હ્રસ્વ, દીર્ઘ, સંધ્યક્ષર)

| | વર્ગીય કઠિન અલ્પપ્રાણ | વર્ગીય કઠિન મહાપ્રાણ | વર્ગીય કોમળ અલ્પપ્રાણ | વર્ગીય કોમળ મહાપ્રાણ | વર્ગીય કોમળ અનુનાસિક | અવર્ગીય કોમળ | અવર્ગીય કોમળ | અવર્ગીય કઠિન | સ્વર હ્રસ્વ | સ્વર દીર્ઘ | સંધ્યક્ષર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કંઠ્ય. | ક | ખ | ગ | ઘ | ઙ | હ | : | : | અ | આ | એ ઐ* (કંઠ્ય–તાલવ્ય) |
| તાલવ્ય. | ચ | છ | જ | ઝ | ઞ | ય | : | શ | ઇ | ઈ | |
| મૂર્દ્ધન્ય. | ટ | ઠ | ડ | ઢ | ણ | ર | ળ | ષ | ઋ | ૠ* | |
| દંત્ય. | ત | થ | દ | ધ | ન | લ | વ* (દંત્ય–ઓષ્ઠ્ય) | સ | ઌ | ૡ | |
| ઓષ્ઠ્ય. | પ | ફ | બ | ભ | મ | | | | ઉ | ઊ | ઓ ઔ* |

* વ દંત્યોષ્ઠ્ય; એ, ઐ કંઠતાલવ્ય; ઓ, ઔ કંઠ્યોષ્ઠ્ય છે. ૠ, ઌ ૡ, ગુજરાતીમાં વપરાતા નથી.

ક—મ શુદ્ધસ્પર્શ; ય, ર, લ, વ, ળ, અન્તઃસ્થ; શ, ષ, સ, હ, ઊષ્મા; અં સ્વરની આગળ અનુસ્વાર, ને અઃ વિસર્ગ છે.

## સંધિપ્રકરણ.

૨૨. પ્ર. વર્ણનું સંધિકાર્ય ક્યારે થાય છે ?

ઉ. જ્યારે જૂદા જૂદા બે વર્ણ એવા સાથે આવે, કે તેમનો ઉચ્ચાર મળી ગયાથી કોઇ નવો વર્ણ ઉત્પન્ન થાય, ત્યારે તેમનો સંધિ † થયો કહેવાય છે. સ્વર, વિસર્ગ, અનુસ્વાર, વ્યંજન, એઓનું સંધિકાર્ય થાય છે.

---

† સંધિ; (સ, સાથે; ધિ, રાખવું-ધરવું) સાથે રાખવું, સાંધવું, સાંધણ.

૧. **સ્વરસંધિ.** જ્યારે એક શબ્દને છેડે સ્વર આવે, અને તેની આગળ બીજા શબ્દને આરંભે સ્વર હોય, તો તેઓ બેહુ મળી જાય છે; જેમકે, **પરમ,** આ શબ્દને છેડે **અ** આવેલ છે, એની જોડે **અર્થ,** આ શબ્દ આવે, તો પહેલા શબ્દના અંત્યસ્વરની સાથે બીજા શબ્દનો આદિસ્વર મળ્યાથી **આ** થાય છે; માટે, પરમ+અર્થ=પરમાર્થ.

અ). **અ આ**ની સાથે સવર્ણસ્વર (અ, આ) આવે, તો સંધિમાં **આ** થાય છે; જો કોઇ અસવર્ણસ્વર (ઇ, ઈ, ઉ, ઊ) અથવા સંધિસ્વર (એ, ઐ, ઓ, ઔ) આવે, તો સંધિકાર્યમાં સંધિસ્વર આવે છે; અને જો ઋ આવે, તો સંધિમાં **અર્** દેખાય છે; જેમકે—

અ + અ = આ પરમ-અર્થ, પરમાર્થ. જોડ-અક્ષર, જોડાક્ષર.
,, ,, આ = આ દેવ-આલય, દેવાલય. સત્ય-આધાર, સત્યાધાર. ગોળ-આકાર, ગોળાકાર.
,, ,, ઇ = એ ઇશ્વર-ઇચ્છા, ઇશ્વરેચ્છા. હિત-ઇચ્છુ, હિતેચ્છુ.
,, ,, ઈ = એ પરમ-ઈશ, પરમેશ રામ-ઈશ્વર, રામેશ્વર.
,, ,, ઉ = ઓ સૂર્ય-ઉદય, સૂર્યોદય. જ્ઞાન-ઉદય, જ્ઞાનોદય. દક્ષિણ-ઉત્તર, દક્ષિણોત્તર. અન્ન-ઉદક, અન્નોદક.
,, ,, ઊ = ઓ નવ-ઊઢા, નવોઢા.
,, ,, ઋ = અર્ દેવ-ઋષિ, દેવર્ષિ.
,, ,, એ = ઐ એક-એક, એકૈક.
,, ,, ઐ = ઐ પરમ-ઐશ્વર્ય, પરમૈશ્વર્ય.
,, ,, ઓ = ઔ ગુણ-ઓઘ, ગુણૌઘ.
,, ,, ઔ = ઔ પરમ-ઔષધ, પરમૌષધ.

આ) આ + અ = આ વિદ્યા-અર્થી, વિદ્યાર્થી
,, ,, આ = આ વિદ્યા-આલય, વિદ્યાલય.
,, ,, ઇ = એ મહા-ઇંદ્ર, મહેંદ્ર.
,, ,, ઈ = એ મહા-ઈશ, મહેશ.
,, ,, ઉ = ઓ ગંગા-ઉદક, ગંગોદક.
,, ,, ઊ = ઓ ગંગા-ઊર્મિ, ગંગોર્મિ.
,, ,, ઋ = અર્ મહા-ઋષિ, મહર્ષિ.
,, ,, એ = ઐ ગંગા-એકતા, ગંગૈકતા.
,, ,, ઐ = ઐ મહા-ઐશ્વર્ય, મહૈશ્વર્ય.
,, ,, ઓ = ઔ ગંગા-ઓઘ, ગંગૌઘ.
,, ,, ઔ = ઔ મહા-ઔષધ, મહૌષધ.

ઇ) ઇ ઈની સાથે અસવર્ણ સ્વર આવે તો સંધિકાર્યમાં અંતઃસ્થ ય, સવર્ણ આવે તો દીર્ઘ ઈ ઉત્પન્ન થાય છેઃ—

ઇ + અ = ય પરિ-અંત, પર્યંત. અતિ-અંત, અત્યંત. પ્રતિ-અય, પ્રત્યય. અવિ-અય, અવ્યય. પ્રતિ-અક્ષ, પ્રત્યક્ષ,
,, ,, આ = યા ઇતિ-આદિ, ઇત્યાદિ. વિ-આકુલ, વ્યાકુલ. અધિ-આહાર, [અધ્યાહાર.
,, ,, ઇ = ઈ અતિ-ઇચ્છા, અતીચ્છા. અતિ-ઇત, અતીત. વિ-ઇત, [વીત (વીત્યું).
,, ,, ઈ = ઈ કવિ-ઈશ, કવીશ. અતિ-ઈર્ષા, અતીર્ષા.
,, ,, ઉ = યુ પ્રતિ-ઉત્તર, પ્રત્યુત્તર. પ્રતિ-ઉપકાર, પ્રત્યુપકાર. અતિ-ઉક્તિ, [અત્યુક્તિ.
,, ,, ઊ = યૂ નિ-ઊન, ન્યૂન.
,, ,, ઋ = યૃ યુવતિ-ઋતુ, યુવત્યૃતુ.
,, ,, એ = યે પ્રતિ-એક, પ્રત્યેક.
,, ,, ઐ = યૈ અતિ-ઐશ્વર્ય, અત્યૈશ્વર્ય.
,, ,, ઓ = યો વ્રીહિ-ઓઘ, વ્રીહ્યોઘ (ડાંગરનો ઢગલો).
,, ,, ઔ = યૌ અતિ-ઔદાર્ય, અત્યૌદાર્ય. અતિ-ઔત્સુક્ય, અત્યૌત્સુક્ય.

દીર્ઘ ઈનું સંધિકાર્ય હ્રસ્વ ઇ ની પેઠેજ થાય છે.

ઉ) ઉ ઊ ની સાથે અસવર્ણ સ્વર આવે તો સંધિકાર્યમાં અંતઃસ્થ વ, અને સવર્ણ સ્વર આવે તો દીર્ઘ ઊ, ઉત્પન્ન થાય છેઃ—

ઉ + અ = વ અનુ-અય, અન્વય. સાનુ-અય, સાન્વય. બહુ-અર્થ, બહ્વર્થ, મનુ-અંતર, મન્વંતર.
,, ,, આ = વા અનુ-આહાર્ય, અન્વાહાર્ય. (માસિક શ્રાદ્ધ). મનુ-આદિ, મન્વાદિ. લઘુ-આકાર, લઘ્વાકાર. મનુ-આખ્યાન, મન્વાખ્યાન.
,, ,, ઇ = વિ અનુ-ઇત, અન્વિત. બહુ-ઇચ્છા, બહ્વિચ્છા.
,, ,, ઈ = વી બહુ-ઈશ્વર, બહ્વીશ્વર.
,, ,, ઉ = ઊ બહુ-ઉક્તિ, બહૂક્તિ ભાનુ-ઉદય, ભાનૂદય.
,, ,, ઊ = ઊ સિંધુ-ઊર્મિ, સિંધૂર્મિ.
,, ,, ઋ = વૃ મનુ-ઋષિ, મન્વૃષિ.
,, ,, એ = વે અનુ-એષણ, અન્વેષણ (શોધ).
,, ,, ઐ = વૈ બહુ-ઐશ્વર્ય, બહ્વૈશ્વર્ય.
,, ,, ઓ = વો બહુ-ઓઘ, બહ્વોઘ.
,, ,, ઔ = વૌ બહુ-ઔષધી, બહ્વૌષધી.

દીર્ઘ ઊ નું સંધિકાર્ય હ્રસ્વ ઉ ની પેઠેજ થાય છે.

ઋ) ઋ ની સાથે સવર્ણ સ્વર આવે તો તેમના સંધિમાં ઋ, અસવર્ણ સ્વર આવે તો ર્ ઉત્પન્ન થાય છે. ઋ બદલાયા વિના પણ રહે છે.

ઋ + અ = ર પિતૃ + અર્થ = પિત્રર્થ.
,, ,, આ = રા પિતૃ ,, આધાર = પિત્રાધાર.
,, ,, ઇ = રિ પિતૃ ,, ઇચ્છા = પિત્રિચ્છા.
,, ,, ઈ = રી પિતૃ ,, ઈર્ષા = પિત્રીર્ષા.
,, ,, ઉ = રુ પિતૃ ,, ઉપાય = પિત્રુપાય.
,, ,, ઊ = રૂ પિતૃ ,, ઊર્ણા = પિત્રૂર્ણા.
,, ,, ઋ = ઋ પિતૃ ,, ઋણું = પિતૃણું.
,, ,, ઐ = રૈ પિતૃ ,, ઐશ્વર્ય = પિત્રૈશ્વર્ય.
,, ,, ઔ = રૌ પિતૃ ,, ઔષધ = પિત્રૌષધ.

એ) સંધિસ્વર એ ઐ ની સાથે બીજો કોઇ સ્વર કે સંધિસ્વર આવે, તો એ નો અય, અને ઐ નો આય્ થાય છે; પછી ય ની સાથે બીજા સ્વર મળે. ગુજરાતીમાં એ સંધિકાર્ય ચાલતું નથી; સંસ્કૃતમાં થયા પછી ગુજરાતીમાં વપરાયલા શબ્દોમાં દેખાય; જેમકે ચે + અન = ચયન, નૈ + અક = નાયક, ઇ.

ઓ) સંધિસ્વર ઓ ઔ ની સાથે બીજો કોઇ સ્વર કે સંધિસ્વર આવે, તો ઓ નો અવ્ અને ઔ નો આવ્ થાય છે. સાધારણ ગુજરાતીમાં એ સંધિકાર્ય ચાલતું નથી, પણ સંસ્કૃતમાંથી લીધેલા શબ્દોમાં દેખાય છે; જેમકે, ગો + ઇશ્વર = ગવીશ્વર, નૌ + ઇક = નાવિક, પૌ + અક = પાવક.

**૨. વિસર્ગસંધિ.** : = ર્, આગલા શબ્દનો આદ્યાક્ષર **સ્વર** હોય તો; જેમકે, નિ: નો નિર્; નિરર્થ, નિરાધાર, નિરીચ્છા, નિરીર્ષા, નિરૂપાય, નિરૂત્તર, નિરેભ (છાનું), નિરૌષધ.

: = ર્ આગલા શબ્દનો આદ્યાક્ષર **ઘોષ** હોય તો; જેમકે—નિર્ગત, નિર્ઘાત, નિર્જલ, નિર્ઝરણ, નિર્દય, નિર્ધન, નિર્બલ, નિર્ભય, નિર્ણય, નિર્મલ, નિર્મૂલ, નિર્યુક્તિ, નિર્લજ, નિર્વિકાર, નિર્હસ્ત.

: = શ, આગળ **ચ** આવે તો; નિશ્ચય, નિશ્ચલ, નિશ્ચિત, નિશ્ચક્ર.

: = શ, આગળ **શ** આવે તો; નિશ્શ્વાસ, જ્યોતિશ્શાસ્ત્ર, નિશ્શંક, નિશ્શક્ત, નિશ્શબ્દ, નિશ્શેષ. પણ કોઇ વેળા વિસર્ગ એમનેએમજ રહે છે; જ્યોતિ:શાસ્ત્ર, નિ:શ્વાસ.

: = ષ, આગળ ક, ખ, પ, ફ, ટ, ઠ, આવે તો; નિષ્કપટ, નિષ્કલંક, નિષ્કાર્ય, નિષ્કારણ, નિષ્પાપ, નિષ્પુત્ર, નિષ્ફલ. પણ કોઈ વેળા વિસર્ગ રહે છે; જેમકે, દુઃખ, અંતઃકરણ, ૪૦.

: = સ, આગળ ત, થ, સ, (દંત્ય અઘોષ), આવે તો; નિસ્તેજ, નિસ્સત, નિસ્સંશય. કોઇ વેળા, ક આવે, તો અઃ = સ્; નમઃ કાર = નમસ્કાર.

*: = ઓ, : ની પૂર્વે અ, અને આગળ ઘોષાક્ષર આવે તો; મનઃ ગત = મનોગત*; એમજ, મનોભાવ, મનોયત્ન, મનોરથ, મનોરમ, મનોહર.

૩. **અનુસ્વારસંધિ.** અનુસ્વારની પછી સ્વર આવે તો મ થાય છે; જેમકે સં+આચાર = સમાચાર. એમજ,-સમીપ, સમુદાય, સમૃદ્ધિ.

કંઠય સ્પર્શાક્ષર આવે તો = ઙ; જેમકે, સઙ્કલ્પ, સઙ્ગમ.

તાલવ્ય આવે તો = ઞ; સઞ્ચય, સઞ્જીવન.

દંત્ય આવે તો = ન; સન્તાપ, સન્ધાન.

ઓષ્ટ્ય આવે તો = મ; સમ્પત, સમ્બન્ધ, સમ્ભવ. (૨૯.)

અન્તઃસ્થ તથા ઊષ્મા અક્ષર આવે તો અનુસ્વાર બિંદુરૂપે લખાય છે; સંયુક્ત, સંરક્ષણ, સંલગ્ન, સંવાદ, સંશય, સંસાર, સંહાર. (૨૯).

૪. **વ્યંજનસંધિ.** (અ) વ્યંજન ઘોષ કે અઘોષ હોય છે (૨૫). બધી ભાષાનું લક્ષણ એવું છે, કે જ્યારે બે વ્યંજન સાથે કરીને બોલવા હોય, ત્યારે બેહુ ઘોષ અથવા બેહુ અઘોષ જોઇયે; એક ઘોષ અને બીજો અઘોષ હોય તો ઉચ્ચાર થતો નથી. ક્ત (ક્ત) એકઠા કરીને બોલાય, કેમકે બેહુ અઘોષ છે; ગ્દ (ગ્દ) એકઠા બોલાય, કેમકે બેહુ ઘોષ છે; ક્દ બોલાય નહિ, કેમકે પહેલો અઘોષ અને બીજો ઘોષ છે; એમજ ગ્ત બોલાય નહિ, કેમકે પહેલો ઘોષ અને બીજો અઘોષ છે.

(૪) માટે, જ્યારે ભાષામાં એવું સંભવે, કે એક શબ્દને છેડે ઘોષ અને બીજાના આદિએ અઘોષ, અથવા પહેલાને અંતે અઘોષ અને બીજાના આદિએ ઘોષ આવે, ત્યારે એક બદલાય; વિશેષે કરીને પહેલા શબ્દને અંતે જે અક્ષર આવે છે તે બદલાય, અને બીજા શબ્દના આદિએ જે અક્ષર, તેના જેવો પહેલા શબ્દનો અંત્યાક્ષર ઘોષ કે અઘોષ થાય છે; પણ અક્ષરનું સ્થાન બદલાતું નથી; જેમકે—

| | |
|---|---|
| વાક્ + પતિ = વાકપતિ | ભગવત્ + પુરાણ = ભાગવતપુરાણ |
| ,, ,, દાન = વાગ્દાન | ,, ,, ગીતા = ભગવદ્ગીતા |
| સત્ ,, કર્મ = સત્કર્મ | ષટ્ ,, કર્મ = ષટ્કર્મ |
| ,, ,, ગુણ = સદ્ગુણ | ,, ,, ગુણ = ષડ્ગુણ |
| ,, ,, વંશ = સદ્વંશ | ,, ,, રિપુ = ષડ્રિપુ |

(ઉ) સ્વરો ઘોષમાં ગણાય છે, માટે, બીજા શબ્દનો આદ્યાક્ષર સ્વર હોય, અને પહેલા શબ્દનો અંત્યાક્ષર ક, ચ, ટ, ત, પ હોય, તો તેને અનુક્રમે, = ગ, જ, ડ, દ, બ થાય; જેમકે,—

સત્ + આચાર = સદાચાર. સત્ + ઉત્તર = સદુત્તર.

વાક્ + ઈશ = વાગીશ. જગત્ + ઈશ = જગદીશ.

(એ) પહેલા શબ્દને અંતે દંત્ય હોય, અને બીજાના આદિએ તાલવ્ય, મૂર્દ્ધન્ય, અથવા લ આવે તો નીચે પ્રમાણે:—

સત્ + ચિત્ = સચ્ચિત્. સત્ + ચરિત્ર = સચ્ચરિત્ર.

સત્ + જન = સજ્જન. તત્ + ટીકા = તટ્ટીકા.

ઉત્ + લાસ = ઉલ્લાસ. ઉત્ + ચાર = ઉચ્ચાર.

(ઐ) બીજા શબ્દના આદિએ **શ** આવે અને પહેલાને અંતે દંત્ય હોય, તો દંત્યનો **ચ** થાય છે, અને શનો છ થાય છે; જેમકે,—

સત્ + શાસ્ત્ર = સચ્છાસ્ત્ર. ઉત્ + શર = ઉચ્છર.

(ઓ) આગલા શબ્દના આદિએ અનુનાસિક અક્ષર હોય તો પૂર્વ શબ્દને અંતે જે અક્ષર આવે છે તે તેના પોતાના વર્ગનો અનુનાસિક થાય છે; જેમકે

વાક્ + માત્ર = વાઙ્માત્ર. દિક્ + મૂઢ = દિઙ્મૂઢ.

ષટ્ + માસ = ષણ્માસ. જગત્ + નાથ = જગન્નાથ.

ઉત્ + મત્ત = ઉન્મત્ત. ચિત્ + મય = ચિન્મય.

પણ એનાં, કોઈ વેળા, વાગ્માત્ર, દિગ્મૂઢ, ષડ્માસ, એવાં રૂપ પણ થાય; કેમકે અનુનાસિક અક્ષરો ઘોષ છે, માટે ઉપર (ઇ) માં કહેલું તેમ થાય.

(ઔ) પહેલા શબ્દને અંતે અંતઃસ્થ અથવા સાનુનાસિક અક્ષર નહિ હોય, ને બીજાનો આદ્યાક્ષર **હ** હોય, તો નીચે પ્રમાણે થાય છે.

વાક્ + હર = વાગ્ઘર કે વાગ્હર, શબ્દને હરનાર. ઉત્ + હાર = ઉદ્ધાર.

ષટ્ + હૃદય = ષડ્ઢૃદય અથવા ષડ્હૃદય.

આ કારણ ગુજરાતીમાં સંધિકાર્ય બહુ ચાલતું નથી; તોપણ સંસ્કૃત શબ્દો એટલા ઘણા વપરાય છે, કે સંધિનું થોડુંઘણું વર્ણન કરવું આવશ્યક છે; સન્નિકાર્યની રીતિ કેવી છે તે નહિ જાણતા હૈયે, તો ઘણાખરા શબ્દોનો મૂળાર્થ સમજવામાં નહિં આવે. સંસ્કૃતમાં સંધિના નિયમ અતિઘણા છે, તેઓમાંથી થોડા કહાડીને ગુજરાતીને અર્થે જેટલા વિશેષ ઉપયોગના દેખાયા, તેટલા મેં લખ્યા છે.

## જોડાક્ષર વિષે.

३३. प्र. जोडाक्षर अथवा युक्ताक्षर कोने कहिये?

ઉ. જ્યારે બે કે અધિક વ્યંજનોનો ઉચ્ચાર એવો સાથે આવે કે તેમની વચ્ચે કોઇ સ્વર સંભળાતો નથી, ત્યારે જોડાક્ષર (અથવા યુક્તાક્ષર) લખિયે છિયે; જેમકે, પુત્ર, આ શબ્દનો ઉચ્ચાર કરતાં, ત અને ર આ બે અક્ષરની વચ્ચે કોઇ સ્વર સંભળાતો નથી, માટે તેમને જૂદા લખતા નથી, પણ એકત્ર કરીને લખિયે છિયે. એમજ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| નકકી | નહિ | પણ | નક્કી. | ઉતતર | નહિ | પણ | ઉત્તર. |
| બુદધિ | ,, | ,, | બુદ્ધિ. | અનન | ,, | ,, | અન્ન. |
| કરમ | ,, | ,, | કર્મ. | કલપ | ,, | ,, | કલ્પ. |
| યતન | ,, | ,, | યત્ન. | અતર | ,, | ,, | અત્ર. |
| શકતિ | ,, | ,, | શક્તિ, શક્તિ. | સવાસ | ,, | ,, | શ્વાસ. |
| સપષટ | ,, | ,, | સ્પષ્ટ. | ઈશવર | ,, | ,, | ઈશ્વર. |
| કરિયા | ,, | ,, | ક્રિયા. | પુષકળ | ,, | ,, | પુષ્કળ. |

કોઇ વેળા ત્રણ વ્યંજનો એકત્ર લખાય. સ્‌ત્‌રી = સ્ત્રી. શાસ્‌ત્‌ર = શાસ્ત્ર. ઓષ્‌ઠ્ય = ઓષ્ઠ્ય. મૂર્‌દ્‌ધન્ય = મૂર્દ્ધન્ય.

ત્રણથી અધિક વ્યંજનો આવે તો એવેજ ધોરણે લખાય.

३४. સંયુક્ત રીતે ગોઠવવાની યુક્તિ એ છે. ઘણાખરા અક્ષરોમાં કાના જેવું એક ચિન્હ આવે છે; જેમકે, ગ, શ, ધ, ચ, ત, ન, ઇ૦. કેટલાક અક્ષરોમાં આ કાનો દેખાતો નથી; જેમકે, જ, ક, પણ એમના જૂના આકારમાં, કે મૂળાક્ષરમાં હતો; જ = ज; ક = क. વળી કેટલાએક અક્ષરમાં આ કાનો અર્ધ કાના જેવો થઇને વ્યંજનની ઉપલી બાજુએ લખાય છે.

ગુજરાતી લિપિમાં એ રૂપ દેખાતો નથી, પણ બાળબોધમાં દેખાય છે; જેમકે, ट, ठ, ड, ण, द. આ કાનો (કે અર્ધ કાનો) સ્વર અ નું, એટલે અ અનુષંગીનું, ચિન્હ હોય. 'ગ' માંથી સ્વર (ા) જાય તો વ્યંજન (ગ્) રહ્યો, એને નની સાથે મેળવિયે તો ગ્ન થાય. એકજ સ્વરનો ઉચ્ચાર નને છેડે છે, માટે એકજ સ્વરનું ચિન્હ લખાય છે.

કોઇ અક્ષરને વાસ્તે સહેલથી લખાય એવાં રૂપો યોજેલાં છે; જેમકે, 'શ ને વાસ્તે શ; ર ને વાસ્તે ર્, ્ર; એઓ એ રીતે લખાય છે; શ્ર = શ્રવ; સર્વ = સર્વ; ચક્ર = ચકર. શ, ર્, ્ર, આ રૂપો વેપારના ઘસારામાં બહુ સંક્ષેપ થએલા શ તથા ર ના જૂના આકારના કકડા છે.

ઉપરની રીતિએ ગોઠવણી સહેલી નહિ આવે તો વ્યંજનચિન્હે કરીને અક્ષરને ખોડિયે છિયે; જેમકે, ઉદ્ગાર = ઉદ્ગાર; ઉત્થાન = ઉત્થાન.

યુક્તાક્ષરોને વાંચવાનો અનુક્રમ એ છે. જે ડાબી બાજુએ લખાય છે તે પહેલો બોલવો; શબ્દ = શબ્દ; હસ્ત = હસ્ત. અથવા, ઉપરની બાજુએ જે લખાય તે પહેલો, અને નીચેનો તે પછી બોલાય; જેમકે, સમાપ્ત = સમાપ્ત, શ્વ = શ્વ; સર્વ = સર્વ; પુત્ર = પુત્ર; શાસ્ત્ર = શાસ્ત્ર; મૂર્દ્ધન્ય = મૂર્દ્ધન્ય. છેલ્લા વ્યંજનની સાથે સ્વર ન લખેલો હોય તોય તેને છેલ્લો બોલવો; દ્ર = દ્ર્ અ.

૩૫. **ટીકા.** દ્રાવિડના કેટલાએક વૈયાકરણો સ્વરને જીવાક્ષર, અને વ્યંજનને શરીરાક્ષર કહે છે. જેમ શરીર જીવ વિના ફરી ચાલી શકતું નથી, તેમ વ્યંજનો સ્વર વિના ઉચ્ચરાતા નથી, માટે તેઓ શરીરાક્ષર કહેવાય છે; વ્યંજનની ચાલવાની શક્તિ સ્વરથી છે, માટે સ્વરને વ્યંજનનો જીવ જાણીને તેને જીવાક્ષર કહે છે.

૩૬. **ટીકા.** જૂના લેખો ઉપરથી જાણ્યામાં આવે છે કે, પહેલાં વર્ણના આકાર બહુ જૂદા હતા. એ વિષે કંઇ લાંબુ વર્ણન હું અહિં કરી શકતો નથી, પણ એટલું તો કહેવું ઘટે, કે ઘણાખરા જૂના લેખો હાથમાં આવે છે, જેમાં માત્રા અક્ષરને માથે નહિ, પણ ડાબી બાજૂએ કરેલી હોય છે. જેમકે, ાક = કે, ાગ = ગે, ાકા = કો, ાગા = ગો. બંગાળામાં અને તામલ દેશમાં હજી એ રીતિ ચાલે છે.

હમણાં આપણે એકજ પ્રકારથી માત્રા લખિયે છિયે; આગળ, બે રીતિ હતી; એક હમણાની, અને બીજી, અવળી માત્રા, ˜ એમ. અવળી માત્રાનો ઉચ્ચાર

કંઇ મ્હોળા સરખો થતો; કોલ, અને કૉલ; ગોળ (આકાર), ગોળ (શેરડીનો જે થાય તે), એમાં કંઇ ફેર હતો.

૩૭. દ્રાવિડમાં વ્યંજનને માથે કોરાળ કુંડાળી કરીને હ્રસ્વ ઈ દેખાડે છે; કિ = કિ; ગિ = ગિ; ટિ = ટિ; પિ = પિ; એટલે, ડાબી બાજુએ કાનો નથી.

---

## બીજો ભાગ.

### શબ્દવિન્યાસ, શબ્દસાધન, અથવા પદભંજન.

૩૮. प्र. व्याकरणना बीजा **भागने शब्दविन्यास, शब्दसाधन,** अथवा **पदभंजन;** एवी संज्ञा आपेली छे, एनुं शुं कारण?

ઉ. ભાષાના **શબ્દો** અને તેમનાં વિવિધ **રૂપો** વિષે વ્યાકરણના આ ભાગમાં વિચાર ચલાવેલો છે, માટે આ ભાગને એવાં નામ આપેલાં છે.

**૩૯. શબ્દ.**—કાને કરીને જે કંઇ ધ્વનિ સાંભળવામાં આવે છે તેને સાધારણ અર્થમાં શબ્દ કહે છે. માટે કોઇ પદાર્થના પડવા તુટવા અફળાવાથી—કોઇ પશુ પ્રાણીના પોકારવાથી—કોઇ માનવના બોલવાથી—જે ધ્વનિ સંભળાય, તે બધા, સાધારણ અર્થ પ્રમાણે, શબ્દ છે. એવા તો કોઇ **અનર્થ** (અર્થરહિત) છે, પણ બીજા (જેઓ **અર્થવચ્છબ્દ** કહેવાય છે તેઓ) **અર્થવાળા** છે. કેવળ અર્થવાળાનો વિચાર વ્યાકરણમાં ચાલે છે, માટે વ્યાકરણ વિષે શબ્દનું વર્ણન એવું છે કે,—**જે કોઈ ધ્વનિથી માનવવિચારનો કોઈ અર્થ જણાય છે તે શબ્દ છે.** લખેલા શબ્દ તે બોલેલાનાં ચિન્હ છે.

**સાધન (સાધ્,** કર—મેળવ; **અન** કૃદંત પ્રત્યય), કરવું—મેળવવું. માટે **શબ્દસાધન** = શબ્દ મેળવવો. વ્યાકરણના એ ખંડમાં, પ્રત્યય ઇત્યાદિએ કરીને શબ્દો મેળવવાની રીતિ વિષે વિચાર ચલાવેલો છે.

**પદભંજન** (પદ = શબ્દ, ભંજન = ભાગવું), શબ્દના રૂપને ભાગીને, તેનું મૂળ શું, પ્રકૃતિ શી, અને તેની સાથેના પ્રત્યય કિયા, એ પૃથક પૃથક કરીને દેખાડવું.

૪૦. શબ્દ **એકાક્ષરી,** જેમકે—હું, તું, જે, હા; અને **અનેકાક્ષરી** હોય, જેમકે—કર, કપટ, કલ્પાંત, કલકલાટ.

વળી શબ્દો **સિદ્ધ,** તથા **સાધિત** કહેવાય છે.

**સિદ્ધ,** જે બીજા કોઇ શબ્દથી વ્યુત્પન્ન નથી થયો, પણ પોતે **મૂળ** શબ્દ છે, અથવા જેનું મૂળ જણાતું નથી તે. એવા સિદ્ધ શબ્દ હરકોઇ ભાષામાં થોડાજ હોય છે. સંસ્કૃતમાં અઢી હજાર હશે; ને તેમને ધાતુ કહે છે. ઉદાહરણ; કૃ, વહ્, ગમ્, ચર્, વિશ્, પા, અસ્, ઇ૦. સિદ્ધ શબ્દોમાં કોઇ **આશ્રયદાયક,** અને કોઇ **ઉપસંગી** છે. **આશ્રયદાયક** શબ્દો, પોતાની સાથે બીજાને મળીજવા કે વળગી રહેવા દે છે; અને **ઉપસંગી** શબ્દો, આશ્રયદાયકની સાથે મળી વળગી રહે છે, એવા આશ્રય વિના તેઓ કદી યોજવામાં આવતા નથી. ઉપસંગીના, કોઇ ઉપસર્ગાદિ **પૂર્વશબ્દ,** અને કોઇ વિભક્ત્યાદિ **પ્રત્યય** છે.*

**સાધિત,** સિદ્ધ શબ્દ ઉપરથી જે વ્યુત્પન્ન થાય છે તે. એમાંના કોઇ **પ્રાત્યયિક,** અને કોઇ **સામાસિક** છે. **પ્રાત્યયિક,** એવા કે જે આશ્રયદાયક શબ્દોની સાથે પ્રત્યય મળેથી થાય છે; જેમકે, કૃ ધાતુની સાથે **અન** પ્રત્યય મળેથી **કરણ** થાય છે. એવાની પૂર્વે પણ ઉપસર્ગાદિ પૂર્વશબ્દ આવે; જેમકે—પ્રકરણ, અધિકરણ, અપકરણ, અવકરણ, ઇ૦. **સામાસિક,** એવા કે બે કે અધિક શબ્દોના સમાસથી (સાથે આવેથી) થાય છે તે; જેમકે—માબાપ, ગુરૂચેલો, ભક્તિમાર્ગ, વિદ્યાભ્યાસ, રાજકાર્ય, ઇ૦. ઉપસર્ગની સાથે પણ સામાસિક શબ્દ થાય છે; જેમકે, સુવિદ્યાભ્યાસ.

સિદ્ધ શબ્દોની સંખ્યા કંઇ વધતી નથી; ભાષામાં તે તેટલી ને તેટલીજ રહે છે. પણ સાધિત શબ્દો અતિઘણા છે, અને વધતા જાય છે. જેમ જેમ વિદ્યા, વિચાર, વેપાર, શોધ, કળા, કેળવણી, રાજરીતિ, અને લોકવહેવારમાં વિવિધ વિકાર થાય છે, તેમ તેમ દિન દિનની અગત્ય પ્રમાણે, સાધિત શબ્દો નવા નવા થતા જાય છે. ભાષામાં ગુણ, કે શક્તિ, એવી છે કે એકેક ધાતુમાંથી, ખપ પડે તો, સો, બસેં, ત્રણસેં, કે અધિક સાધિત શબ્દો તે ઉપજાવી શકે છે; એમ, એક કૃ ધાતુના—કર, કર્ત્તા, કર્મ, કરણ, કામ, કાર્ય, કારણ, કાર, કારી, અધિકાર, અનુકાર, અવકાર, આકાર, સાકાર, નિરાકાર, અપકાર, ઉપકાર, વિકાર, તિરસ્કાર, પ્રકાર, પ્રતિકાર,—કરૂં, કરે, કરીશ, કરિયે,—કામને, કામથી, કામનો, કામે, કરાવ, કરા, ઇ૦ ઘણા થાય છે.

---

* પ્રત્યયો સાધારણે શબ્દોમાં કે ધાતુમાં ગણેલા નથી ખરા, તોય પણ તેઓ મૂળ શબ્દ છે.

### ઉપરની વાતોનો સારાંશ નીચેના કોષ્ટકમાં મળે.

- શબ્દ.
  - સિદ્ધ ......
    - આશ્રયદાયક.
    - ઉપસંગી.
  - સાધિત......
    - પ્રાત્યયિક — ઉપસર્ગ રહિત.
    - સામાસિક. — ઉપસર્ગ સહિત.

૪૧. ગુજરાતી શબ્દો વિશેષે કરીને **સંસ્કૃત મૂળના** છે. એઓમાંના કેટલાએક **શુદ્ધ** રહ્યા છે. કેટલાએકનું થોડું કે વત્તું રૂપાંતર થયું છે; તોય પણ તેમનું મૂળ જાણવામાં આવે છે; એવા શબ્દ **અપભ્રંશ** કહેવાય છે. બીજા કેટલાએક એવા ફરી ગયા છે, કે તેમનું મૂળ જડતાં વાર લાગે છે; તોય પણ એઓ સંસ્કૃત મૂળના, અથવા સંસ્કૃતને નિકટ મળતી કોઇ ભાષાના છે, એ વિષે મનમાં સંદેહ રેહતો નથી; એમને **અતિ અપભ્રંશમાં** ગણવાં જોઇયે. વળી થોડા એવા છે કે જેઓ **દેશી*** કહેવાય છે; એમનું મૂળ સંસ્કૃતમાં નહિ હશે, પણ કઇ ભાષામાં હોય એ હજી જણાતું નથી. વળી ગુજરાતીમાં કોઇ પરભાષાના શબ્દો વપરાય છે;— મુસલમાનનું રાજ્ય હતું ત્યારે, ફારશી અને અરબી; અને ઇંગ્રેજનું રાજ્ય થયું ત્યારથી, ઇંગ્રેજી શબ્દો વાપરવામાં આવ્યા. એઓ તો વિશેષે કરીને રાજકારભારના શબ્દો, વણજવેપારના પદાર્થોનાં નામો, અને યૂરોપમાં શોધી કહાડેલી નવી વિદ્યા કળાની સંજ્ઞાઓ છે. મુસલમાન તથા પારશી લોક પોતાની સાધારણ બોલીમાં પણ ઘણા ફારશી, અરબી શબ્દો વાપરે છે; તેમનું સાંભળીને કોઇ હિંદુ પણ એવા શબ્દો બોલે છે. વળી, ઇંગ્રેજી ભણેલા, અને કોઇ બીજા પણ, ઇંગ્રેજી શબ્દો કામમાં લાવે છે.

४२. प्र. शब्दना केटला वर्ग व्याकरणमां गणेला छे ?

ઉ. જૂદા જૂદા વૈયાકરણોએ, જૂદા જૂદા ધોરણથી, શબ્દોના વર્ગ પાડ્યા છે. સાધારણ રીતિ એવી છે; એટલે— **આખ્યેય** શબ્દના **ચાર** વર્ગ— **નામ, સર્વનામ, ગુણવાચક,** અને **ક્રિયાપદ; અવ્યયના** ચાર વર્ગ— **ક્રિયાવિશેષણ, નામયોગી, વાક્યયોગી,** અને **કેવળપ્રયોગી.**

* 'દેશી,' દેશના મૂળ રહેવાસીઓની ભાષા એવુંજ તો નિશ્ચય કરી સમજવું નહિ, પણ દેશમાં પુરાતન કાળથી ચાલે છે, એટલુંજ આ શબ્દ ઉપરથી સમજવું

૪૩. આ રીતિ રાખવાનો ઠરાવ છેખરો, તોય પણ, વ્યાકરણની યથાસ્થિત ગોઠવણીમાં, શબ્દોના આ આઠ વર્ગની જૂદી જૂદી જગ્યાઓ કહિં કહિં છે, એ યોગ્ય રીતિએ દેખાડવા સારૂ, એમનું વર્ણન કંઇ જૂદી રીતિથી કરેલું છે. આ રીતિને જાણી લેવાનો શ્રમ શિખનારને ઓછો થાય માટે આ બાજુ પરનું કોષ્ટક રચેલું છે. આ કોષ્ટકમાં આ વ્યાકરણની ગોઠવણી સંક્ષેપે દેખાડેલી છે, માટે પહેલાંથી કોષ્ટકમાં જોઇને વ્યાકરણમાં વાંચવું; અને, જેમ જેમ વ્યાકરણનાં પ્રકરણો વાંચવામાં આવે, તેમ તેમ, ફરી ફરીથી, કોષ્ટકમાં જોવું.

૪૪. ભાષા વાપરતાં આપણે જે શબ્દો બોલિયે, તેઓ ઘણુંકરીને પ્રત્યેક વાક્યમાં એક બીજાની સાથે પરસ્પર સંબંધ રાખે છે કોઇ શબ્દ વાક્યના અર્થનો વિશેષ ભાર, અને બીજા શબ્દો મધ્યમ ભાર ઝીલે છે. વિશેષ ભાર ઝીલનારને **પ્રધાન શબ્દ** કહેવાને ધારિયે છિયે. પ્રધાન શબ્દના કોઇ **વિષયપદ**, અને કોઇ **ક્રિયાપદ** હોય છે.

કોઇ પણ પદાર્થ, પ્રાણી, ગુણ, લક્ષણ, ક્રિયાનો કે સ્થિતિનો ભાવ, મન તનના વિકાર, ઇત્યાદિ વિષે આપણી મતિમાં જે કોઇ વિચાર અનુભૂત થયો છે, તે વિષયને કહી જણાવનારા શબ્દને **વિષયપદ** કહિયે છિયે.* વિષયપદ કોઇ વેળા વિષયનું નામ (એટલે પદાર્થ, પ્રાણી, ગુણ, ઇ૦ ની સંજ્ઞા) સ્પષ્ટ લે છે. એવું થાય છે ત્યારે તે શબ્દને **નામ** કહિયે છિયે. પણ કોઇ વેળા એવું બને છે, કે વિષયપદ, વિષયની સંજ્ઞાને સ્પષ્ટ બોલ્યા વિના, તેને બીજા કોઇ શબ્દે કરીને જણાવે છે; એવે સમયે જે શબ્દ વપરાય છે તેને **સર્વનામ** કહિયે છિયે.

## નામ વિષે.

૪૫. प्र. आपणे **नाम** शाने कहिये ?

ઉ. હરકોઇ વિષયની સંજ્ઞા સ્પષ્ટ લેતાં જે શબ્દ બોલિયે છિયે તેને **નામ** કહિયે.

---

*કદાચ કોઇ વિવેકી પુરૂષ વિષયપદનું આ વર્ણન વાંચીને કહેશે, કે એ તો નામનું વર્ણન છે. એ તો ખરૂં હશે; કેમકે વિષયપદમાં ગણેલા શબ્દો વિશેષે કરીને નામ છે; પણ નામ અને સર્વનામ, આ બેહુ જાતના શબ્દોને એક વર્ગમાં લાવીને, તેમના સંબંધી સમાન રીતે બોલી શકિયે, એવી સંજ્ઞા શોધતાં, આ કરતાં બીજી કોઇ સારી મળી નથી.

# શબ્દસાધનનું કોષ્ટક.

શબ્દ[1]... 
- વાક્યની રચનામાં એક બીજાની સાથે પરસ્પર સમ્બન્ધ રાખનારા[2]
  - પ્રધાનશબ્દ[4]... (પ્રાત્યયિક = જેને પ્રત્યય લાગે, આખ્યેય = જેનાં રૂપ થાય, એવા શબ્દ)
    - વિષયપદ[6]...
      - નામ[8]...
        - સત્ત્વવાચક[10]... { વિશેષનામ[12], સામાન્યનામ[13], (ભાવવાચક. ક્રિયાવાચક.)* } વિશેષ્ય.
        - ગુણવાચક[11]... { ક્રિયારહિત[14]=ગુણવિશેષણ. ક્રિયાસહિત[15]=કૃદંત. } વિશેષણ.
      - સર્વનામ[9] પુરૂષવાચક (વિશેષ્ય), તત્પદાપેક્ષક, પ્રશ્નાર્થ, સ્વાર્થ, દર્શક, અનિશ્ચિત, (વિશેષણ).
    - ક્રિયાપદ[7]... { અકર્મક[16]—સ્થિતિવાચક (વિધ્યર્થ)[17] ગતિવાચક[18]; સકર્મક[19] }
  - મધ્યમશબ્દ[5]... (અવ્યય = જેનાં રૂપ ન થાય)
    - ક્રિયાવિશેષણ[20]
    - સંયોજક[21]... { નામયોગી[22]—વિષયપદયોગી. ; વાક્યયોગી[23] (સમાનાર્થ,[24] ભિન્નાર્થ દર્શક[25]) }
- વાક્યના બીજા શબ્દોની સાથે સમ્બન્ધ નહિ રાખનારા[3] કેવળપ્રયોગી—ઉદ્ગાર.

---

**૧. શબ્દ.** અર્થવાળો ધ્વનિ (૩૯). શબ્દના બે વિશેષ ભાગ છે, એટલે :—

**૨.** વાક્યની રચનામાં એક બીજાની સાથે પરસ્પર સંબંધ 'રાખનારા,' એઓ ઘણું પ્રકારના છે; અને—

**૩.** વાક્યના બીજા શબ્દોની સાથે સંબંધ નહિ રાખનારા, એટલે કેવળ પ્રયોગી કે ઉદ્ગાર.

એક બીજાની સાથે પરસ્પર સંબંધ રાખનારના બે મોટા વર્ગ છે. પ્રધાનશબ્દ, અને મધ્યમશબ્દ.

**૪. પ્રધાનશબ્દ** વાક્યના અર્થનો વિશેષ ભાર ઝીલે છે. પોતપોતામાં, એક બીજા ઉપર, અને બીજા શબ્દો ઉપર તેઓ અન્વયાધિકારનો સંબંધ રાખે છે. પ્રત્યયે કરીને એમનું રૂપાખ્યાન થાય, માટે એઓ પ્રાત્યયિક અથવા આખ્યેય કહેવાય છે.

**૫. મધ્યમશબ્દ.** વાક્યના અર્થનો ઉતરતો ભાર ઝીલે છે. પ્રધાન શબ્દના અર્થમાં ન્યૂનાધિકતા, ભિન્નાભિન્નતા, ઠામ, સમય, ઇત્યાદિ દેખાડે છે.

પ્રધાનશબ્દમાં વિષયપદ અને ક્રિયાપદ આવે છે;—

**૬.** વિષયપદ કોઇ વિષય—પદાર્થ, પ્રાણી, વિચાર, ધારણા, ગુણ, ઇત્યાદિ દેખાડે છે.

**૭.** ક્રિયાપદ કોઇ ક્રિયા, સ્થિતિ કે સત્ત્વ દેખાડે છે.

વિષયપદના કોઇ નામ, કોઇ સર્વનામ છે.

**૮. નામ** વિષયની, એટલે પદાર્થ પ્રાણી, ગુણાદિકની સંજ્ઞા સ્પષ્ટ રીતિએ લેછે; અને-

**૯. સર્વનામ** વિષયની સંજ્ઞા લીધા વિના, બધા ઉપર લાગે એવા સાધારણ અર્થના શબ્દે કરીને, તેને દેખાડે છે.

નામના પણ બે વર્ગ છે, એટલે—સત્ત્વવાચક અને ગુણવાચક.

**૧૦. સત્ત્વવાચક.** (સત્—જે છે તે—છત) જેને આશ્રયે રંગ રૂપાદિ ગુણ મળી રહે છે. (એમનાં કોઇ **ઇંદ્રિયજ્ઞ** છે, એટલે પાંચ ઇંદ્રિયના એકે કે અનેકે કરીને જે જણાય તે; અને કોઇ **મનોજ** એટલે મનમાં જે થાય તે, અથવા **મનસ્થ** એટલે મનમાં જે રહે તે).

**૧૧. ગુણવાચક**—ગુણના નામ. સત્ત્વવાચકમાં રંગ રૂપાદિ ગુણ જણાવનાર શબ્દ. સત્ત્વવાચકનું નામ લેતાં, તે વિષે જાણવાને જે બાકી રહે છે તે જણાવનાર શબ્દ; માટે એઓ **વિશેષણ** કહેવાય છે. કેવળ ગુણનુંજ નામ આવે તો તે શબ્દ **ગુણવિશેષણ (૧૪)** કહેવાય; પણ ક્રિયાનો અર્થ તેમાં ભળે તો **કૃદંત (૧૫)** કહેવાય.

સત્ત્વવાચક નામના, કોઇ—

**૧૨.** વિશેષ, જે એકજ પદાર્થ પ્રાણી ઇત્યાદિ વિષયનું નામ જે છે તે; અને કોઇ—

**૧૩.** સામાન્ય નામ, એટલે ઘણા ઉપર સામાન્ય, કે સરખી, રીતિએ જે લાગે તે.

ક્રિયાપદ (ઉપર ૭ માં જોવું) કોઇ અકર્મક કોઇ સકર્મક છે.

**૧૬. ૧૭. ૧૮.** અકર્મક, એવાં કે જેમની ક્રિયાના વ્યાપારમાં કેવળ કર્ત્તાનો સંબંધ છે, પણ કર્મનો—એટલે ઉપજાવેલો કે વપરાયલો કોઇ વિષયનો—નથી. એમના કોઇ સ્થિતિવાચક (વિધ્યર્થ) અને કોઇ ગતિવાચક છે.

**૧૯.** સકર્મક, એવાં કે જેમની ક્રિયાના વ્યાપારમાં, કર્ત્તાની સાથે કર્મનો—ઉપજાવેલા કે વપરાયલા કોઇ વિષયનો—સંબંધ છે.

મધ્યમ શબ્દના (ઉપર ૫ જોવું) કોઇ ક્રિયાવિશેષણ, કોઇ સંયોજક છે.

**૨૦.** ક્રિયાવિશેષણ, ક્રિયાપદ વિષે કંઇ પણ વિશેષ દેખાડનાર.

**૨૧.** સંયોજક, સંયોગ કે સાંધણ કરનાર. એમની બે જાત છે;—

**૨૨.** નામયોગી—વિષયપદયોગી, બે વિષયપદ વચ્ચેનો સંબંધ દેખાડનાર,—અને

**૨૩.** વાક્યયોગી, બે વાક્યની વચ્ચે સંબંધ દર્શાવનાર. એમના, કોઇ **સમાનાર્થ** વાક્યોને **(૨૪)** અને કોઇ **ભિન્નાર્થ (૨૫)** વાક્યોને સાંધે.

---

* કોઈ વૈયાકરણો નામના બીજા ઘણા વર્ગ કરે છે;—કારક, ક્રિયાવાચક, કર્મવાચક, કારણવાચક, કર્તૃવાચક, પ્રાણીવાચક, અપ્રાણીવાચક, ભાવવાચક, સંબંધવાચક, જાતિવાચક, સમૂહવાચક, ઇ૦, પણ એઓ બધા વિશેષનામના અથવા સામાન્યનામના વર્ગમાં આવે.

એમના તો કેટલાએક એવા છે, કે કોઇ પદાર્થની કે પ્રાણીની સંજ્ઞા દે છે; જેમકે— ઘર, ઘોડો, ગાય, માણસ, રાજા, પ્રજા, દેશ, ગામ, ગલી, જળ, થળ, વાયુ. આ બધા વિષયો ઇંદ્રિયજ્ઞ છે, એટલે પાંચ ઇંદ્રિયો જે કહેવાય છે (આંખ, નાક, કાન, જીભ, અને ત્વચા), એઓમાંના એક કે અનેકે કરીને જેઓ જાણવામાં આવે છે તે. બીજા કેટલાએક એવા છે, કે, જો તેઓ પહેલાના જેવા પદાર્થ પ્રાણિની સંજ્ઞા નહિ હોય, તોય પણ, મનની ભાવનાથી પદાર્થરૂપી ગણેલાં છે—તેઓ મનથી જાણેલા વિષયોની સંજ્ઞા છે; જેમકે— દયા, ઇચ્છા, ઇર્ષા, સત્યતા, યોગ્યતા, સાચાપણું, ખોટાપણું, નીતિ, ન્યાય, પ્રીતિ, પ્રેમ, દ્વેષ, વૈર, ૪૦. એઓ **મનોજ** [મનમાં ઉત્પન્ન થએલા], અથવા **મનસ્થ** [મનમાં જે રહે છે તે] કહેવાય છે.

૪૬. प्र. नामना केटला विभाग छे ?

ઉ. બે વિશેષ વિભાગ છે,—**સત્વવાચક**, અને **ગુણવાચકનામ.**

૪૭. प्र. **सत्त्ववाचक** नाम ते केवुं ?

ઉ. સત્ત્વ, (अस् = હો ; त्व, ભાવાર્થ પ્રત્યય ), જે છે એવો કોઇ ઇંદ્રિયજ્ઞ અથવા મનસ્થ વિષય;—જેને આશ્રયે એકાનેક ગુણ મળી રહ્યાથી આપણા જાણ્યામાં જે આવે છે તે ;— અથવા કોઇ મનકલ્પિત લક્ષણનું આસ્પદ જે છે તે. (સત્ત્વ = હોવાપણું—છતપણું.)

૪૮. सत्ववाचक नामनी बे जात छे ; एटले—

૧. **વિશેષવાચક નામ,** એવું કે કોઇ શબ્દ બોલતાં, તે ઉપરથી અમુક **એકજ** પદાર્થ, પ્રાણી, ગુણ, ઇત્યાદિની **સંજ્ઞા** જાણિયે ; જેમકે— ભાઇજી, મૂળદાસ, સૂરત, અહમદાવાદ, ગુજરાત, બંગાળા, હિમાચલ, ગંગા.

**સામાન્યનામ,** એવું કે કોઇ શબ્દ બોલતાં, તે ઉપરથી અનેક પદાર્થ કે અનેક પ્રાણીની સંજ્ઞા તે બધા પર સામાન્ય (સરખી) રીતિએ લાગેલી જાણિયે ; જેમકે— ગાય, ઘેટું, ગામ, ગલી, પહાડ, પર્વત, ઝાડ.

૪૯. હવે પ્રત્યેક નામ એકની કે અનેકની સંજ્ઞા છે; માટે ઉપર વર્ણવેલી બે જાતમાં બધાં નામ આવે, અને બીજા કોઇ વિભાગ કરવાનું કારણ

રહ્યું નહિ.* તોય પણ વૈયાકરણો નામોના બીજા કેટલ.એક વર્ગ કરી વર્ણવે છે; જેમકે—**કારકવાચક, કર્તૃવાચક, ક્રિયાવાચક, કર્મવાચક, કારણવાચક, પ્રાણીવાચક, અપ્રાણીવાચક, સંઘવાચક, જાતિવાચક, ભાવવાચક,** ઇ૦ એઓમાં બે જાતનાં નામ બહુ વપરાય છે; એટલે—

**૧. ભાવવાચકનામ,** પદાર્થ પ્રાણીના કોઇ ગુણ વિષે જે શબ્દ કોઇ પૃથક વિચાર જણાવે છે (એટલે, કોઇ પદાર્થ કે પ્રાણીના ગુણને તે પદાર્થ કે પ્રાણીથી જુદો સમજીને તે વિષે બોલે છે), તે સંજ્ઞા **ભાવવાચક** નામ છે; જે૦, સાચાપણું, સત્યતા, ખોટાપણું, દુષ્ટતા, સત્ત્વ, ધૈર્ય, વૈર, ઇ૦ અને—

**૨. ક્રિયાવાચક,** એટલે જે કોઇ ક્રિયાનું નામ લે છે તે; જેમકે, દોડવું, ચાલવું, સમવું, રમવું, જમવું, ઇ૦.

આ) કોઇ વૈયાકરણો એક ત્રીજે ધોરણે વિભાગ કરે છે.

**૧ વિશેષ.**
- ૧ એક પદાર્થ પ્રાણી સૂચક; ગોપાળ, સુરત, ગુજરાત,
- ૨ સામાન્ય અર્થે એક પ્રાણીઆદિ સૂચક; કાલિદાસ (= કવિ), વ્યાસ (= ગ્રંથકર્તા). *
- ૩ વિશેષાર્થે ધાતુ ધાન્ય ગુણાદિના સામાન્ય નામ.

**૨ સામાન્ય.**
- ૧ વર્ગ સૂચક; અ) પદાર્થ—પુસ્તક, મેજ.
  - આ) પ્રાણી—ગાય, માણસ, સ્ત્રી, પુરૂષ.
  - ઇ) મનસ્થ વિષય—મુનિ, વીર, સાધુ.
  - ઈ) જ્ઞાતિ—બ્રાહ્મણ, ક્ષત્રી.
- ૨ સંઘસૂચક; ટોળું. સમુદાય, સૈન્ય.
- ૩ ધાતુધાન્યાદિ સૂચક (સાધારણ અર્થે); સોનું, ચોખા, પાણી, હવા.
- ૪ માપ ભરણાદિ સૂચક; શેર, મણ, હાથ, ગાઉ, ગજ.
- ૫ કર્તૃસૂચક; કર્ત્તા, શ્રોતા, વેત્તા, કરનાર.

**૩ ભાવવાચક.**
- ૧ સ્થિતિસૂચક; જીવ, મૃત્યુ, ઉંઘ.
- ૨ ક્રિયાસૂચક; વિચારવું, વિચાર, વ્યાપાર, ચલન.
- ૩ ગુણસૂચક; સત્યતા, સત્ત્વ, શુદ્ધપણું, સાચાઈ.
- ૪ ન્યૂનાધિક સૂચક; વધ, ઘટ, વૃદ્ધિ, ઓટ, ભરતિ.

---

*કોઇ વેળા એવું સંભવે કે ઘણાએક પુરૂષને એકજ નામ હોય; જેમકે, કાલિદાસ. એ નામ દેતાં પૃથક પૃથક પુરૂષ સમજિયે તો તે વિશેષ નામ છે. પણ કાલિદાસ કરી એક વિખ્યાત કવિ થઈ ગયા; હવે જો આપણે બીજા કવિઓને માન દેખાડવાને અર્થે તેમને સામાન્ય રીતિએ કાલિદાસ કહિયે, તો એ સંજ્ઞા સામાન્ય નામ જેવી થઈ જાય છે.

૬૦. प्र. **गुणवाचक** नाम ते केवुं ?

ઉ. જે ગુણવાચક નામ કહેવાય છે તે ગુણની સંજ્ઞા છે. એટલે સત્ત્વવાચકને અર્થે ગુણનું જે નામ તે તો નહિ, પણ વિશેષણાર્થે જે છે તે; જેમકે—ધોળું, કાળું, સત્ય, ખરૂં ઇ૦. એનું વિસ્તાર વર્ણન આગળ આવશે (૮૯).

૫૧. ઉપર જે વિચાર ચલાવેલો છે તે નામ વિષેનો સાધારણ વિચાર છે. હવે પ્રત્યેક નામ સંબંધી વિચાર કરતાં, તેની **જાતિ**, **વચન**, તથા **વિભક્તિ** વિષે વિચાર ચલાવવો.

## જાતિ વિષે.

૬૨. प्र. नामनी जाति एटले शुं ?

ઉ. કોઇ સત્ત્વવાચક નામ વિષે વિચાર કરતાં, તે **નર** જાતિનું, કે **નારી** જાતિનું, કે **જાતિરહિત** છે, એ જે સમજિયે છિયે, તે તેની જાતિ કહેવાય છે.

૬૩. प्र. व्याकरणमां केटली जाति गणेली छे ?

ઉ. ત્રણ; એટલે, નર, નારી, અને નાન્યતર.

૫૪. પુરૂષ ઇત્યાદિ નર પ્રાણીની સંજ્ઞા **નરજાતિનાં** નામ છે; જેમકે—પુરૂષ, રાજા, ઘોડો, વાઘ, વછેરો, વાછડો; રામ, સામળદાસ, કબીર, કુંવર, ઇ૦;—એવાં નામ પ્રાકૃતિક નરજાતિનાં નામ કહેવાય. કોઇ શબ્દ એવા હોય છે કે જો પણ તેઓ પ્રાણીની સંજ્ઞા નહિ હોય તોય પણ નરજાતિનામ છે; જેમકે—કૂવો, ઓટલો, ધર્મ, પદાર્થ, વિચાર, વેપાર;—એઓ સાંકેતિક નરજાતિનામ છે.

૫૫. સ્ત્રી આદિક માદા પ્રાણીની સંજ્ઞા પ્રાકૃતિક નારી જાતિનાં નામ છે; જેમકે—સ્ત્રી, રાણી, ઘોડી, ગાય, રમા.

વળી કેટલાએક શબ્દ સાંકેતિક નારી જાતિનાં નામ છે; જેમકે—કૂઈ, તળાવડી, ઘડી, વસ્તુ, કલ્પના, ચાલ, દયા, ઇ૦.

૫૬. કોઇ પ્રાણીની પ્રકૃતિ ઉપર વિચાર રાખ્યા વિના સંજ્ઞા કહેલી હોય, તો તે નામ નાન્યતર છે; જેમકે—ઘોડું, વછેરૂં, વાછડું, માણસ, વરૂ, શિયાળ, ઢોર, જનાવર, પશુ, ઇ૦.*

---

* તોય પણ કોઇ સ્ત્રીવાચક શબ્દ નાન્યતર છે; બઈરૂં, ઠકરાણું. વળી કેટલાએક પ્રાણી નર કે માદા હોય, તોય પણ તેમની સંજ્ઞા નર જાતિનાં નામ છે; જુવો, મચ્છર, માકણ, ચાંચડ, ઇ૦;—બીજા કેટલાએક નારી જાતિમાંજ કહેવાય છે; ખિસકોલી, જળો, જૂ, ઘો;—અને કેટલાએક નાન્યતર બોલાય છે; ગધેડું, ધેનેરૂં.
વળી આકારના કે શરીરના કદ ઉપરથી, મોટો તે દેડકો, નાહાની તે દેડકી, સાધારણ તે દેડકું.

વળી જે વિષયની સંજ્ઞા નર કે નારીમાં ગણેલી નથી તે; જેમકે—ઘર, ઝાડ, કામ, વર્ષ, પાણી.

૫૭. પ્રાણીઓમાં નર નારીની વિભિન્ન પ્રકૃતિ છે, માટે ભાષામાં પણ જાતિભેદદર્શક શબ્દો જૂદા જૂદા થયા. પણ જડપદાર્થોમાં ભિન્ન જાતિઓની પ્રકૃતિ નથી: એમજ ગુણ, ભાવ, ઇત્યાદિ માનસિક વિષયોમાં એવી પ્રકૃતિનો ભેદ નથી. એવું છતાં, જડપદાર્થ ઇત્યાદિ જાતિરહિત વિષયોની સંજ્ઞાઓમાં પણ જાતિભેદ જણાય છે એનું શું કારણ? એનું યથાસ્થિત ઉત્તર મારાથી અપાતું નથી. **પદાર્થ,** આ શબ્દ ગુજરાતી તથા સંસ્કૃતમાં નરજાતિનો છે; **વસ્તુ** ગુજરાતિમાં નારીજાતિ, સંસ્કૃતમાં નાન્યતર છે. **આંખ,** ગુજરાતીમાં નારી સંસ્કૃતમાં એનો મૂળ શબ્દ **અક્ષિ** નાન્યતર છે; અને મરાઠીમાં, એજ અર્થને શબ્દ **ડોળા** નર છે. **અગ્નિ** સંસ્કૃતમાં નર, પણ એનો અપભ્રંશ **આગ** ગુજરાતીમાં તથા મરાઠીમાં નારી. એમ જૂદી જૂદી ભાષાઓની રૂઢિ એક બીજાથી એવી વિપરીત છે કે એવા શબ્દોમાં જાતિભેદનું ખરૂં કારણ દેખાડવું અથવા ખરો નિયમ સમજવો, એ કઠિણ છે. અપ્રાણી વિષયોમાં નામોમાં જાતિભેદ રાખવાની રૂઢિ ગુજરાતી, હિંદવી, મરાઠી, ઇત્યાદિ ઉત્તર હિંદુસ્થાનની અર્વાચીન ભાષાઓમાં, વળી સંસ્કૃત, લાટીન, ગ્રીક ઇત્યાદિ પ્રાચીન આર્યવર્ગની ભાષાઓમાં, અને કેટલીએક બીજી અર્વાચીન અને પ્રાચીન ભાષાઓમાં બહુધા ચાલે છે. પણ ઇંગ્રેજી ભાષામાં જૂદીજ રૂઢિ છે; નર પ્રાણીનાં નામ નરજાતિનાં, નારી પ્રાણીનાં નામ નારીજાતિનાં, બીજા બધા વિષયોની સંજ્ઞા નાન્યતર છે. તામલ ઇત્યાદિ દ્રાવિડી ભાષાઓમાં રૂઢિ વળી એથી જૂદી છે—દેવોનાં અને પુરૂષોનાં નામો નર, દેવીઓનાં અને સ્ત્રીઓનાં નામો નારી, અને બીજી બધી સંજ્ઞા (પશુ નર કે માદા હોય તો પણ) નાન્યતર. હિંદુસ્થાનીમાં બધાં નામ નર કે નારી છે, નાન્યતરનો ભેદ નથી.

**૫૮. પ્ર. નામ નર, નારી, કે નાન્યતર છે, એ ભેદ તેમનાં રૂપઉપરથી જાણ્યામાં આવે છે શું?**

ઉ. એ વિષે ગુજરાતી નામના બે વર્ગ થાય છે;—

૧. કેટલાંએક નામ એવાં છે કે તેમનાં રૂપ ઉપરથી તેમની જાતિ વિષે કંઇજ જણાતું નથી; જેમકે—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| **નર.** | વાઘ | રાજા | અગ્નિ | હાથ | હેતુ | વે (વેહ) | ભો. |
| **નારી.** | વાત | આશા | પ્રીતિ | પળી | વસ્તુ | ચે (ચેહ) | છો. |
| **નાન્ય.** | ઘર | ... | અસ્થિ | પાણી | પશુ | ... | મ્હો. (૫૮ |

૨. પણ બીજાને જાતિદર્શક પ્રત્યય લાગે છે:—

અ) જેમને પ્રથમા વિભક્તિમાં ઓ પ્રત્યય લાગે, તેઓ નરજાતિ નામ છે; જેમકે—ઘોડો, વછેરો, પાડો, કોદાળો, પાવડો, ચોપડો. (થોડાં નામ એવાં છે કે જો તેમનો અંત્યાક્ષર ઓ હોય તોય પણ તેઓ નર૦ નથી. ૬૫, ૬૬; ૬૮.)

આ) જેમને પ્રથમા વિભક્તિમાં ઈ પ્રત્યય આવે તેઓ વિશેષે કરીને નારી છે; જેમકે—ઘોડી, વછેરી, પાડી, કોદાળી, ચોપડી. પણ બધાં તો એવાં નથી, ૬૨ માં જોવું.

ઇ) જેમને પ્રથમા વિભક્તિમાં ઉં પ્રત્યય આવે છે તેઓ નાન્યતર છે; જેમકે—ઘોડું, પાડું, ઈંડું, માથું, ઈ૦. (૬૬.)

૫૯. કેટલાંએક નામ એવાં છે કે ત્રણ જાતિના ભેદ પ્રમાણે તેમનાં જાતિદર્શક રૂપ પણ ત્રણ છે; જેમકે—ઘોડો, ઘોડી, ઘોડું; વછેરો, વછેરી, વછેરૂં; પાડો, પાડી, પાડું. એમને ત્રિજાતિ વિશેષ્ય નામ કહિયે.

કોઇને નર નારીનાંજ રૂપ છે; દાદો, દાદી; દિકરો, દિકરી; મામો, મામી; કાકો, કાકી. એમને દ્વિજાતિ વિશેષ્ય નામ કહિયે.

પણ કેટલાંએકને કેવળ નરજાતિનું રૂપ છે; જેમકે—દરવાજો, રસ્તો, હીરો, ખડિયો, ઇ૦.

કોઇને નારીજાતિનુંજ રૂપ છે; દાઇ, બાઇ, સ્ત્રી, રાઈ.

કોઇને કેવળ નાન્યતર જાતિનું રૂપ છે; ભાતું, ખાતું, માથું, નાણું.

૬૦. પ્ર. જેમના નારીજાતિના નામને ઈ પ્રત્યય લાગે, તેમના બધાને નરજાતિના રૂપમાં ઓ પ્રત્યય લાગે છે શું?

ઉ. બધાને નથી;—જેમકે, દેવ, દેવી; રાક્ષસ, રાક્ષસી; બ્રાહ્મણ; બ્રાહ્મણી; દાસ, દાસી; પુત્ર, પુત્રી; ગોપ, ગોપી. એવા શબ્દને પહેલાં નરજાતિદર્શક પ્રત્યય હતો, પણ પછી ઉડી ગયો.

૬૧. પ્ર. જેમને પ્રથમાના એકવચનમાં ઓ આવે છે, તેઓ બધાં નરજાતિનાં નામ છે શું?

ઉ. કોઇ નારી જાતિનાં છે; જેમકે—જળો, ગળો, ધરો (ધ્રો); ખો, છો, ધો. (આ શબ્દોમાં ઓકાર પ્રત્યયનો અક્ષર નથી, મૂળનો છે.) ભો નર૦; મ્હો નાન્ય૦; એમનો અંત્યાક્ષર પણ પ્રત્યય નથી.

૬૨. प्र. जेमने प्रथमानी अंते एकवचनमां ईकार आवे छे, तेओ बधां नारी जातिनां छे शुं ?

ઉ. કેટલાંએક નર૦ છે; જેમકે—કોળી, ધોબી, વાદી, હાથી, પક્ષી, પ્રાણી, ઇ૦; કેટલાંએક નાન્ય૦ છે; જેમકે—પાણી, ઘી, સોપારી, દહી, મરી, ઇ૦.

૬૩. प्र. ई शिवाय नारीजातिदर्शक कोइ प्रत्यय छे शुं ?

ઉ. છે;—અણ, એણ, આણી, ણી, ની, ઇત્યાદિ પ્રત્યયો પણ નારીજાતિદર્શક છે.

| નર૦ | નારી૦ | નર૦ | નારી૦ |
|---|---|---|---|
| ધોબી | ધોબણ, ધોબણ્ય. | વાઘ | વાઘેણ, વાઘણ. |
| કોળી | કોળણ, કોળણ્ય. | પતિ | પત્ની. |
| ગોલો | ગોલણ, ગોલેણ. | રાજા | રાણી. |
| વાણિયો | વાણિયણ, વાણિયાણ, વાણિયાણિ. | ધણી | ધણીઆણી, ધણિયાણી. |
| | | ગુજરાતી, | ગુજરાતેણ, ગુજરાતણ. |
| મરેઠો (મરાઠો) | મરેઠેણ, | પટેલ, | પટલાણી, પટલેણ. ઇ૦ |

જૂદાં જૂદાં પ્રગણામાં જૂદાં જૂદાં રૂપ વપરાય છે.

૬૪. હર કોઇ નામ કઇ જાતિનું છે, એ વિષે કોઇ નિશ્ચય નિયમ દેખાડાય એવું નથી; લોક બોલે છે તે સાંભળીને, અને લખે છે તે જોઇને શીખી લેવું જોઇયે. એવું કરતાં કોઇ માર્ગ સુઝે એની આશાએ આ નીચેનું કોષ્ટક રચ્યું છે. નામની જાતિ વિષે પ્રાંત પ્રાંતની અને વર્ણ વર્ણની રૂઢિમાં ફેર છે.

**અ)** નરજાતિનાં નામ.

૧. પ્રથમા વિભક્તિના એકવચનમાં નરજાતિ દર્શક ઓ પ્રત્યય આવે તો; જે૦—ઘોડો, વછેરો, ખડિયો, ( ૫૮, ૨, અ; ૬૮ ).

૨. નર પ્રાણીની સંજ્ઞા; જે૦—રામ, વાઘ, ભાઇ, હાથી, રાજા.

૩. દિવસની સંજ્ઞા; જે૦—સોમવાર, મંગળવાર ઇ૦ (વાર નર છે માટે).

૪. મહિનાની સંજ્ઞા; જે૦—ચૈત્ર, વૈશાખ ઇ૦ (માસ—મહિનો નર છે માટે).

૫. સૃષ્ટિમાંના મોટા પદાર્થ; જે૦—સૂર્ય, ચંદ્ર, સંમુદ્ર, વાયુ, પહાડ, પર્વત, ઇ૦.

૬. શરીરના અવયવો; જે૦—હાથ, પગ, હોઠ, દાંત, નખ, ઇ૦. [ ૬૫, ૭; અને ૬૬, ૪ ].

૭. દાણાની સંજ્ઞા; જેમ—મઠ, મગ, અડદ, કોદરા, તલ, બાવટો ઇત્ય.

૮. નદીની સંજ્ઞા; જે૦—બ્રહ્મપુત્ર, સિંધુ, શોણભદ્ર, ઇ૦.

૯. મનના વિકારો; જે૦—ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ઇ૦.

૧૦. કોઇ ઝાડની સંજ્ઞા; જે૦—વડ, બાવળ, સાદડ, સાગ, આંબો, પીપળો, અરડુસો, સરગવો, લીમડો, ઇ૦.

૧૧. કોઇ ઈકારાંત સંજ્ઞા; જે૦—ઘોબી, કોળી, કણબી, વાઘરી, માળી. (આ નામ મૂળે ઇકારાંત નથી, ઈ સંસ્કૃત ઇક્, ય, યત્, ઇનિ, આ પ્રત્યયોનો અપભ્રંશ).

૧૨. ક્રિયાપદના મૂળના, કે મૂળને કંઇ મળતા જેવા રૂપના સાધિત થયલા કોઈ શબ્દો; જે૦—કર, માર, ફેર, બોલ, ભોર, ભાર, ચાલ, બોધ, ધા, ધાવ, કાપ, માપ, ઇ૦;—વળી પ્રકાર, આકાર, વિકાર, ઉપકાર, અપકાર, આધાર, વિચાર, સંહાર, અધ્યાહાર, ઉપાય, અધ્યાય, ઇ૦ [પણ **ચાર**, ખરૂં રૂપ **ચાસ્ય**, નારી૦; **ચાલ**, એ શબ્દ કોઇ પ્રાંતમાં નારી૦; બીજા શબ્દો વિષે પણ કોઈ ગ્રામરૂઢિનો ફેર હોશે].

૧૩. કોઇ મોટી જાડી સરખી વસ્તુની સંજ્ઞા; જે૦—કોદાળો, પાવડો, રોટલો ઇ૦. [જાણે કે નરજાતિમાં બળનું, કઠિણતાનું, આકરાપણાનું કંઇ હોય].

૧૪. આકારાંત નામો; જે૦—રાજા, આત્મા, મહિમા, પિતા, કર્તા, દાતા, શ્રોતા, ત્રાતા. [એઓ મૂળે આકારાંત શબ્દો નથી, પણ, અનંત જે૦—રાજન્, આત્મન્, મહિમન્,—અને તૃચ્ જેમકે, દાતૃ, શ્રોતૃ, ઇ૦].

૬૫. **આ)** નારીજાતિનાં નામ.

૧. પ્રથમા વિભક્તિના એકવચનમાં નારીજાતિદર્શક પ્રત્યય ઈ આવે તો; જે૦—બ્રાહ્મણી, ઘોડી, કોદાળી, ઇ૦ [૫૮–૬૦].

૨. જેમને અણ, એણ ઇ૦ પ્રત્યય લાગે છે; ધોબણ, વાઘેણ, ઇ૦ [૬૩].

૩. નારીપ્રાણીનાં નામો;—શાબા, સામબાઈ, ગાય, ભેંસ. [૫૫].

૪. તિથિનાં નામ;—બીજ, ત્રીજ, ઇ૦. [કેમકે **તિથિ** આ નારી૦ શબ્દ છે, પણ પડવો નર૦. ગુજરાતની ઉત્તરની ગમ **પડવી** અને **પડવે** નારી૦ થાય છે].

૫. દિવસના વિભાગો;—સાંઝ, સવાર, રાત, રાત્ય, ઘડી, હોરા, પણ પ્રભાત નાન્ય૦. પહોર નર૦.

૬. નદીનાં નામે;—ગંગા, રેવા, તાપી, મહી; સરસ્વતી, સાબરમતી, જાંબુવોન[ જાંબો ], ભોગાવો, મેશ્વો.

૭. દેહના અવયવો;—આંખ, જાંગ, નસ, ફીકી, ખાંધ, જીભ, પાની, છાતી, એડી, ધુંટી, ડુંટી, ઈ૦. [ ૬૪, ૬ ; અને ૬૬, ૪ ].

૮. પૃથ્વીનાં નામો;—પૃથ્વી, ધરા, ધરણી, ધરતી, ભૂમિ, ભૂઇ, ઈ૦.

૯. કોઇ દાણાની સંજ્ઞા;—બાજરી, ડાંગેર, તુઅર, જાર, ઈ૦.

૧૦. કોઇ આકારાંત નામો;—આશા, દયા, માયા, કાયા, પ્રજા. [ આ પ્રત્યય નારીદર્શક છે; પણ માતા જનિતા એનો પ્રત્યય તૃચ્ છે ].

૧૧. આઇ, આશ, ક, ઇ, ગીરી, ણી, મણ, પ્રત્યયોએ કરીને થનારા શબ્દો—મીઠાઇ, મીઠાશ, ઠંડક, પટેલી, સિવણી, મહેતાગીરી, શીખામણ, ધુંચવણ, ઇ૦. પણ વંચક, નાન્ય૦.

૧૨. તા પ્રત્યયથી થનારાં;—સત્યતા, શુદ્ધતા, દૃઢતા, ઈ૦.

૧૩. ક્રિયાપદના સાધિત થએલા કોઇ એવડા શબ્દો;—ધક્કમધક્કા, ઠેલમઠેલા, મારામારી, કચકચ, ગરબડ, ગડબડ, દોડાદોડ, તાણાતાણ, વળી એઓમાં—ધાલમેલ, ધૂળધાણી, ઉથલપાથલ, ઈ૦.

૧૪. કોઈ ગામનાં નામ;—કાશી, દ્વારકા, ગયા, મુંબઇ, પાટડી, લીંબડી.

૧૫. ઝાડનાં નામ;—બોરડી, અંજીરી, કોઠી, આમલી, પીંપળી, લિંબડી, સમડી, પીંપર, કંથાર, રાણ, રાણ્ય, ઈ૦.

૧૬. ઓકારાંત કોઇ શબ્દો;—ગળો, જળો, ધરો=ધ્રા, ખો, છો, બો [ ગંત્ર ], ઘો. ( ૬૧ ) [ પણ ભો, પો, નર૦—મ્હો, નાન્ય૦ ].

૧૭. કોઇ અન્ય ભાષાના શબ્દો;—ઈજા, ચા = ચાહા, જમીન, તસ્દી, નમાજ,—કલાક, કલાસ, આગબોટ, પલટણ, રેલવે; પણ એંજિન નાન્ય૦.

૧૮. કોઈ નાની, ઝીણી, નાજુક સરખી વસ્તુઓ;—કોદાળી, પાંવડી, રોટલી, ઈ૦. નારીમાં અબળતા સૌંદર્ય છે માટે. ૬૪, ૧૩.

૧૯. કોઈ ફળનાં નામ;—કેરી, નારંગી, ટેટી, કાકડી, દ્રાખ, ઈ૦.

## ૬૬. ઈ) નાન્યતર જાતિનાં નામ.

૧. પ્રથમા વિભક્તિના એકવચનમાં નાન્યતર જાતિદર્શક ઉં પ્રત્યય આવે તો;—ઘોડું, માથું; (૫૮ ७; ૫૯).

૨. કોઇ પ્રાણીનાં સાધારણ નામો;—માણસ, ઢોર, પશુ, જનાવર.

૩. સૃષ્ટિમાંના કેટલાએક મોટા પદાર્થ;—આકાશ (આ શબ્દ નર જાતિયે પણ વપરાય છે), ગગન, વાદળ. પણ, મેઘ નર૦.

૪. શરીરના કેટલાએક અવયવ;—મુખ, મ્હો, તાળવું, પેટ, ટેરવું, નાક, કપાળ ઇ૦. પણ ઘુંટણ, વિશેષે નાન્ય, કોઇ વેળા નર. [૬૪, ૬; અને ૬૫, ૭].

૫. કેટલાંક ફળ;—નાળિયેર, લિંબુ, કોઠું, બોર, અંજીર, ફણસ, ઇ૦.

૬. નગર, ગામ, ને કોઇ દેશનાં નામ;—અહમદાવાદ, સૂરત, વાસણું, બોરસદ, હિંદુસ્થાન, ઇ૦. પણ ગુજરાત નારી૦.

૭. અણ, આણ, પણ, વણ, અણું, આણું, પણું, ઇ૦. પ્રત્યય આવે તો;—ચલણ, ઊંડાણ, ઘડપણ, શાંતવણ, ઉઘરાણું, ડાહ્યાપણું, અળખામણું, ઇ૦. અણ, વણ નારીજાતિ પણ હોય.

૮. ત્વ પ્રત્યય આવે તો;—સત્ત્વ, પુરૂષત્વ.

૯. ઇકારાંત નામો;—ઘી, પાણી, મરી. (સોપારી નારી પણ).

૧૦. કોઇ પ્રવાહી પદાર્થનાં નામ;—પાણી, તેલ, ઘી, જળ, દૂધ, આંસુ, (પણ અરક કે અર્ક નર૦). છાસ, કઢી, નારી૦.

એ રીતિએ લખતાં આ પ્રકરણને બહુ લંબાવી શકીએ ખરા, પણ જાતિ વિષે કોઇ નિશ્ચય સાધારણ નિયમ ઠરતો નથી, માટે હજી એક બે વાતો લખીને જાતિનો વિચાર સમાપ્ત કરિયે છિયે.

૬૭. ગુજરાતીની મૂળ ભાષા સંસ્કૃત છે, માટે વિશેષે કરીને સંસ્કૃતમાં કોઇ શબ્દોની જાતિ જેવી છે તેવીજ ગુજરાતીમાં પણ છે. જેમકે;—વચન, શબ્દ, ગ્રંથ, આત્મા, મહિમા, દયા, માયા, અગ્નિ, કવિ, નીતિ, રીતિ ઇ૦; પણ કોઇ વેળા જાતિ બદલાય છે;—વસ્તુ સંસ્કૃતમાં નાન્ય૦; ગુજરાતીમાં નારી૦; અક્ષિ સંસ્કૃતમાં નાન્ય૦, ગુજરાતીમાં આંખ નારી૦. પાર્શ્વ:, પાર્શ્વ, સંસ્કૃતમાં નર૦,

નાન્ય૦, ગુજરાતીમાં **પાસ, પાસે,** નારી૦. **ચાપ,** સંસ્કૃત નર૦, ગુજરાતી નાન્ય૦. **अक्षरं, मित्रं, यशः** સંસ્કૃતમાં નાન્યતર૦, ગુજરાતીમાં એમનો અપભ્રંશ નર૦ થાય છે. **पत्रं,** સંસ્કૃતમાં નાન્ય૦, ગુજરાતીમાં નર૦ અને નાન્ય૦.

૬૯. નામના છેલ્લા અક્ષરને ધોરણે જોતાં જાતિ જણાવવાને અર્થે કોઇ નિયમ ઠરતો નથી; હરકોઇ અંત્યાક્ષરની સાથે ત્રણે જાતિનાં નામો મળે; જેમકે—

**અકારાંત.**

નર૦—લોક, વાઘ, વડ, આકાર, આધાર, ડંખ.
નારી૦—વાત, ભાળ, ભાત, ભીડ, ફાડ, ફાચર, ખાંડ.
નાન્ય૦—ઘર, મન, નગર, ડગ, ટાટ.

**આકારાંત.**

નર૦—રાજા, મહિમા, પિતા, શ્રોતા, (૬૪, ૧૪; ૬૫, ૧૦).
નારી૦—ગંગા, માયા, આશા, દર્ષા, દિશા; (માતા, જનિતા, તૃચ્).
નાન્ય૦—સારસા, આ નામનું એક નગર.

**ઇ ઈકારાંત.**

નર૦—કવિ, ઋષિ, અગ્નિ, મણિ, ગિરિ, હાથી, (પ્રાણી નર, નાન્ય).
નારી૦—પ્રીતિ, મતિ, રીતિ, જાતિ, બુદ્ધિ, પળી, સાડી, વાડી.
નાન્ય૦—વારિ, અસ્થિ, ઘી, પાણી, બી; (સોપારી નારી, નાન્ય૦).

**ઉ ઊકારાંત.**

નર૦—હેતુ, લાડુ, વાયુ, શત્રુ, ગુરૂ, બંધુ, મૃત્યુ, સાળૂ. ધાતુ (ક્રિયાપદનો નર૦; સુનું આદિક ધાતુ નર૦ કે નારી૦).
નારી૦—ઋતુ, વસ્તુ, સાસૂ, વહૂ.
નાન્ય૦—પશુ, આંસુ, રૂ.

**એકારાંત.**

નર૦—ખે (ક્ષય), ભે (ભય), મે (મેહ, મેઘ), જે (જય), વે (વેહ).
નારી૦—ખે (ખેર = ધૂળ), ચે (ચેહ), લે (લેહ = આતુરતા), ગે, હરડે.

**ઐકારાંત.** ખરા શબ્દ નથી પણ કોઇ અતિ અપભ્રંશ ચાલે છે.

નર૦—ખૈ (ક્ષય), જૈ (જય); સૈ = માપ.
નારી૦—નૈ (નહી–નઇ = દુધી), લૈ (લઇ).
નાન્ય૦—પૈ (પયડું).

**ઓકારાંત.** નર૦*ભો, પો,=અનુમાન, બાજી દાવ રમતાં પો નર૦નામ.
નારી૦—જળો, છો, ધો, ભો.
નાન્ય૦—મ્હો = મુખ.
**ઔકારાંત.** નર૦—રૈ = બલાત્કાર.
નારી૦—ગૈ = ગાય.

## વચન વિષે.

૬૯. ઉપર દેખાડવામાં આવ્યું કે માણસમાં એવી શક્તિ છે કે કોઇ પણ ઇંદ્રિયગ્ર કે મનસ્થ વિષયની સંજ્ઞા તે ઠરાવી શકે છે, અને તેમાં જાતિના ભેદ વિષે દેખાડી શકે છે. હવે વિષય એક કે અનેક છે એ જોઇને એકત્વાર્થ અને અનેકત્વાર્થદર્શક પદો અને પ્રત્યયો વાપરે છે તે વિષે જણાવવાનું છે. એકત્વાર્થ વિશેષે કરીને શબ્દમાંજ મળેલો રહે છે; જેમકે—માણસ, ઘર, સ્ત્રી, પુરૂષ, વસ્તુ;—આ શબ્દો બોલતાં આપણે વિશેષે કરીને એકજ માણસ, કે ઘર, કે સ્ત્રી, કે પુરૂષ, કે વસ્તુ સમજીયે છિયે. પણ અનેકત્વાર્થ દેખાડવા સારૂ પૃથક શબ્દો તથા પ્રત્યયો વાપરિયે છિયે. અનેક, બહુ, ઘણું, પુષ્કળ, અતિ, ઇ૦ અનેકત્વાર્થદર્શક પૃથક શબ્દો છે. હવે, ઘર કે બીજો કોઇ પદાર્થ એકથી અધિક છે એવું કહેવાનું હોય, ત્યાં ઘર અનેક, ઘર બહુ, ઘર પુષ્કળ, ઘર ઘણાં, ઘર અતિ, એવુંજ કહેવાની રૂઢિ ભાષામાં ચાલી હોત, તો અતિશય ઘુંચવણ નહિ થાત; કેમકે ચીની, બ્રહ્મદેશી, ઇત્યાદિ ઘણી ભાષામાં અડચણ વિના એવી રૂઢિ ચાલે છે. સંસ્કૃતમાં અનેકતા દેખાડવાને પ્રત્યય વાપરે છે. તેજ પ્રત્યય ગ્રીક, લાટીન, ગોથીક ઇત્યાદિ આર્ય વર્ગની ભાષાઓમાં છે, એટલે **અસ્.** જેમ ગુજરાતીમાં નરજાતિ દર્શક પ્રત્યય **ઓ** સં૦ **સ** થી આવ્યો છે, તેમજ **અસ્**નો **ઓ** કે **અઓ** થયો છે. આર્ય વર્ગની મૂળ ભાષામાં '**અસ્**' અનેકતા દર્શક પૃથક શબ્દ હતો, કે લોકોએ પ્રથમા વિભક્તિના એક વચનના પ્રત્યયમાં અકાર વધારીને તેમાં અનેકતાનો અર્થ મેળવ્યો કે નહિ, એ નિશ્ચયથી કહેવાને કઠિણ છે. એટલું તો ઉઘાડું છે, કે સં૦ **સ્** અને **અસ્**, એમનો સંસ્કાર ગુજરાતીમાં **ઓ** થએલો છે.

૭૦. પ્ર. નામનું વચન તે શું ?

ઉ. કોઇ વિષયનું નામ લીધું હોય, તો તેમાં અર્થ એકપણાનો કે અનેકપણાનો છે, એ વિષે જે સમજાય છે તે તે નામનું વચન છે.

---

* ઘોડો, ખડિયો, ઈ૦ અકારાંત શબ્દ છે; કેમકે 'ઓ' પ્રત્યય છે. ૬૪. અ) ૧.

૭૧. પ્ર. ગુજરાતીમાં નામનાં કેટલાં વચન છે?

ઉ. બે;—એકવચન અને અનેકવચન. કોઇ શબ્દ બોલતાં, જો તેમાં એકપણાનો અર્થ જણાય તો તે એકવચનનો છે, પણ જો અનેકપણાનો અર્થ નિકળે તો તે અનેક વચનનો છે;—ગાય, રાજા, પ્રાણી, વસ્તુ, ઘોડો, ઇંડું,—એઓ એક વચને નામ છે; ગાયો, રાજાઓ, પ્રાણીઓ, વસ્તુઓ, ઘોડાં, ઈંડાં—એઓ અનેક વચને નામ છે.*

૭૨. પ્ર. કોઇ શબ્દનું વચન તેના રૂપ ઉપરથી જણાય શું?

ઉ. ઘણુંખરાં નામને **ઓ** પ્રત્યય લગાડ્યાથી અનેક વચન દર્શાય છે; જેમકે—ઘર, ઘરો; રાજા, રાજાઓ; જતિ, (જતિઓ =) જતિયો; રાણી, રાણીઓ; વસ્તુ, વસ્તુઓ; ચે, ચેઓ.

૭૩. પણ જો પ્રથમા વિભક્તિના એકવચનમાં નરજાતિદર્શક પ્રત્યય **ઓ**, અથવા નાન્યતર જાતિદર્શક ઉં આવે, તો રીતિ કંઇ જૂદી છે:—

અ) **ઓ** પ્રત્યય પડતો મૂકી તેને સ્થાને **આ** લખે અનેકવચન દર્શાવાય છે (૮૨ માં જોવું); જેમકે—ઘોડો, ઘોડા, એ જૂની રીતિ હશે, કેમકે પ્રાચીન પ્રાકૃતમાં ચાલે છે. પણ હમણાં કોઈ પ્રાંતમાં અનેકત્વદર્શક પ્રત્યય '**આ**' ની સાથે **ઓ** પણ મેળવે છે; જેમકે—

| એક વચન. | અનેક વચન. | |
|---|---|---|
| | જૂની. | નવી. |
| છોકરો | છોકરા | છોકરાઓ |
| ઘોડો | ઘોડા | ઘોડાઓ |
| મેડો | મેડા | મેડાઓ |

આ) વળી, **ઉં** પ્રત્યય પડતો મૂકી તેને સ્થાને **આં** લખે અનેક વચન દર્શાવાય છે; જેમકે—ઈંડું, ઇડાં. એની સાથે પણ **ઓ** મેળવી લેવાની રીતિ કેટલાએક પ્રગણામાં ચાલે છે; જેમકે—

* હિંદુસ્થાનમાં ચાલતી બધી પ્રાકૃત ભાષાઓમાં એજ રીતે કેવળ બે વચનો છે; પણ મૂળ સંસ્કૃતમાં, અને કેટલીએક બીજી પ્રાચીન ભાષાઓમાં એક ત્રીજું છે, એટલે દ્વિવચન, બે અથવા જોડ દેખાડનારૂં રૂપ.

| એક વચન. | અનેક વચન. | |
|---|---|---|
| | જૂની. | નવી. |
| ઈંડું | ઈંડાં | ઈંડાંઓ |
| છોકરૂં | છોકરાં | છોકરાંઓ |
| ઘોડું | ઘોડાં | ઘોડાંઓ |

૭૪. ચરોતરમાં ઘણાંખરાં નાન્યતર જાતિનાં નામને અનેક વચનમાં આં લગાડે છે; જેમકે—ઘર, ઘરાં; ઢોર, ઢોરાં; ઝાડ, ઝાડાં; ફળ, ફળાં; ખેતર, ખેતરાં; ડાળ, ડાળાં; બોર, બોરાં; માણસ, માણસાં. અકારાંત શબ્દોમાં એ રીતિ વિશેષે ચાલે છે (૧૦૯ ઈ).

૭૫. જ્યારે બે, ત્રણ, ચાર ઇ૦ સંખ્યાવાચક શબ્દો, અથવા બહુ, ઘણું, સર્વ, સંધા, સઘળા, એવા અનેકત્વાર્થ શબ્દો વાકયમાં આવે, અને તે ઉપરથી, અથવા બીજી કોઇ પણ રીતિથી, જાણવામાં આવે કે અનેક વિષે વાત ચાલે છે, ત્યારે ઘણુંકરીને નામ એક વચનના રૂપમાં આવે છે; જેમકે—'કાલે મારે ઘેર દસ માણસ (માણસો) આવ્યાં હતાં.—આ ગામમાં દસ હજાર ઘર (ઘરો, ઘરાં) છે.—પુરાતન કાળમાં આ દેશના ઘણા રાજા (રાજાઓ) થઇ ગયા.—પાઠશાળાના બધા વિદ્યાર્થી (વિદ્યાર્થીઓ) આજ આવશે.' જો શબ્દને છેડે નર જાતિદર્શક ઓ પ્રત્યય, અથવા નાન્યતર જાતિદર્શક ઉં પ્રત્યય આવે તો એ રીતિ ચાલે નહિ; જેમકે, 'તે માણસની પાસે ઘણો ઘોડો,' 'કે દસ ઈંડું છે,' એવું નહિ કહેવાય; કેમકે ઓ ઉં પ્રત્યયો એકત્વાર્થ દર્શક છે.

૭૬. સભા, મંડળી, સમાજ, સમુદાય, કુટુંબ, ઇત્યાદિમાં અનેકતાનો અર્થ છે, પણ તેઓ એક વચનમાં અને અનેક વચનમાં વપરાય છે.

જે પદાર્થોમાં સમૂહનો અર્થ છે; જે૦—રૂ, વાળ, રેતી, માટી, ધાન્ય ઇ૦; વળી ધાતુનાં નામો; જે૦—સુનું, રૂપું, ત્રાંબું, ઇ૦; વળી ભાવવાચક નામો; જે૦—નીતિ, ન્યાય, સત્યતા, શુદ્ધતા, ખોટાપણું, પુણ્ય, સત્ત્વ, એકત્વ ઇ૦, એઓ એક વચનમાં વપરાય છે; કારણ કે એઓ અદ્વૈત વિષયો છે. એઓને અનેક વચનમાં વાપરિયે તો વિશેષપણાનો અર્થ થાય છે. ધાન્ય એવું કહિયે તો સાધારણ અર્થ છે, પણ ધાન્યો કહિયે તો વિશેષ અર્થ જણાય, જૂદી જૂદી જાતના દાણા વિષે વાત છે એવું સમજવામાં આવે. એમજ જો

નામને અનેકત્વદર્શક પ્રત્યય નહિ લગાડિયે, પણ તેની સાથે વાપરેલું વિશેષણ અનેક વચનના રૂપમાં હોય, તો વિશેષણપણાનો અર્થ પ્રગટ થાય છે; જેમકે— 'તેનું પાપ ઘણું છે' (સાધારણ), 'તેનાં પાપ ઘણાં છે' (વિશેષ).

૭૭. જ્યારે ગુજરાતીમાં શબ્દોની સાથે ઓ પ્રત્યય આવે છે, ત્યારે, સંસ્કૃતની રીતિ પ્રમાણે સંધિકાર્ય થતું નથી (૮૧,*):—

| | | | | | |
|---|---|---|---|---|---|
| સંધિમાં, | અ + ઓ = ઔ | પણ ગુજરાતીમાં | ઘરૌ | નહિ પણ | ઘરો. |
| ,, | આ + ઓ = ઔ | ,, ,, | રાજૌ | ,, ,, | રાજાઓ. |
| ,, | ઇ + ઓ = યો | ,, ,, | જત્યો | ,, ,, | જતિઓ, કોઈ જતિયો. |
| ,, | ઈ + ઓ = યો | ,, ,, | પ્રાણ્યો | ,, ,, | પ્રાણીઓ, (કોઈ પ્રાણિયો). |
| ,, | ઉ + ઓ = વો | ,, ,, | વસ્ત્વો | ,, ,, | વસ્તુઓ. |
| ,, | ઊ + ઓ = વો | ,, ,, | જૂવો | ,, ,, | જૂઓ. |
| ,, | ઓ + ઓ = અવો | ,, ,, | ખવો | ,, ,, | ખોઓ. |

એનું કારણ એ હશે કે **ઓ** પ્રત્યય મૂળે સ્વર નથી પણ સ્ છે (૬૮); કેમકે **અસ્** નો આગમ **અ** ઉડી જાય છે. માટે જતિયો, ઇત્યાદિમાં મૂળની વિસ્મૃતિ હોય.

## વિભક્તિ વિષે.

૭૮. ઉપર કહ્યું છે કે માણસ પોતાની મનશક્તિથી વિષયોનું જ્ઞાન પામીને તેમને સંજ્ઞા આપે છે, ને જાતિ વચન વિષે ભેદ દેખાડે છે. હવે જૂદા જૂદા વિષયો એક બીજાની સાથે પરસ્પર કેવો સંબંધ રાખે છે, એ જોઇને તે વિષે બોલે છે, એ કહેવાનું છે. જ્યારે સંબંધ દેખાડવાના ઉપયોગમાં પૃથક શબ્દ લેવાય છે, ત્યારે તેઓ **નામયોગી** કહેવાય છે (૨૭૯,–૩૧૭). પૂર્વે તો સંબંધ દેખાડવાને અર્થે કેવળ પૃથક શબ્દો વપરાતા હશે, પણ તેઓમાંના કેટલાક શબ્દ વારંવાર વપરાયાથી ટુંકા થઇ ગયા, માટે તેમનું મૂળરૂપ જણાતું નથી; તેઓ કેવળ પ્રત્યયરૂપે ભાષામાં રહ્યા છે. સંસ્કૃતમાં એવા પ્રત્યયો સાત છે. તેઓ નામની સાથે મળે છે ત્યારે નામની વિભક્તિ થઇ કહેવાય છે. પછી પળ પળના ઘણા વેપારમાં કોઇ પ્રત્યયો પડતા મુકાયા, એટલે જ્યારે ભાષાની રૂઢિ પરથી એવું ઠર્યું, કે પ્રત્યય નહિ છતાં પણ તેનો સંબંધદર્શક અર્થ રહ્યો, ત્યારે પ્રત્યય વાપરવાનું કારણ નહિ રહ્યું. માટે, કેવળ પ્રત્યયના કારણથી નહિ, અર્થના કારણથી પણ નામની વિભક્તિ ઠરે છે.*

---

*વિભક્તિ, (વિ, ઉપસર્ગ; ભજ્, ભાગવું) શબ્દના રૂપનું ભંજન—મૂળ પ્રકૃતિ, અને પ્રત્યયના ભાગ કરી દેખાડવા. આ સંજ્ઞા જે પ્રત્યયોને આપેલી છે, તે તેમના અર્થ ઉપર ધારણ રાખીને નહિ, પણ બીજા કારણથી આપેલી છે. અર્થ ઉપર ધ્યાન રાખીને સંજ્ઞા શોધિયે, તો સંબંધસૂચક—સંબંધદર્શક, એવી કોઇ ઠરે.

૭૯. प्र. नामनी विभक्ति शाने कहिये ?

ઉ. કોઇ વાક્યમાં બે, ત્રણ, કે અધિક નામ આવે. આ નામોમાં એક બીજાની સાથે જે સંબંધ હોય, તે તેમના પ્રત્યયો ઉપરથી વિશેષે કરીને જણાય છે. એ પ્રત્યયોને નામની વિભક્તિ કહિયે છિયે. અથવા જો પ્રત્યય નહિ હોય, અને ભાષાની રૂઢિ ઉપરથી તે સંબંધ જણાય, તો આ સંબંધના અર્થ પ્રમાણે નામની વિભક્તિ ઠરે છે; જેમકે—"રાજા રાજસભામાં પોતાને હાથે શાલ લઇને આનંદથી પોતાના ચાકરને આપે છે." આ વાક્યમાં "રાજસભા**માં**, પોતા**ને**, હા**થે**, આનંદ**થી**, પોતા**ના**, ચાકર**ને**," આ શબ્દોને છેડે જે અક્ષર આવે છે તેઓ બધા સંબંધદર્શક પ્રત્યય છે; તેઓ ઉપરથી આપણે જાણિયે છિયે કે આ શબ્દોમાં પરસ્પર કેવો સંબંધ છે. પણ, '**રાજા**,' અને '**શાલ**,' આ બે નામને પ્રત્યય નથી, તોય પણ તેમનો એક બીજાની સાથે કેવો સંબંધ છે એ ભાષાની રૂઢિ ઉપરથી જણાય છે, માટે, તેમના જૂદા જૂદા સંબંધના અર્થ પ્રમાણે, તેમની જૂદી જૂદી વિભક્તિ ગણિયે છિયે.

કોઈ વેળા મૂળે ભિન્ન રૂપના બે પ્રત્યય એક રૂપ થઈ જાય, તો પણ મૂળનો ભિન્નાર્થ રહે છે, માટે જો તેઓ અભિન્ન દેખાય તો પણ તેઓ ખરા જુદા પ્રત્યય છે. "મેં મારે હાથે તેને માથે પાઘડી બાંધી." આ વાક્યમાં, 'માથે—હાથે,' એઓનો પ્રત્યય 'એ' બહુજ જુદા જુદા અર્થના સંબંધ દર્શાવે છે; એટલે, એક કરણનો, અને બીજો અધિકરણનો. મૂળ શોધતાં કરણાર્થે જે પ્રત્યય તે સસ્કૃત एन નો અપભ્રંશ,—અને અધિકરણાર્થે જે છે તે ए નો રહીગયલો પ્રત્યય છે. (૧૧૧, ૧૧૬, ૧૭૭ ધ). કોઈના ધારવામાં એવું આવે છે કે તૃતીયાને અર્થે, 'એ' તે 'એન' નો અપભ્રંશ છે, માટે માથે અનુસ્વાર લખવો જોઇયે; એવું કરે તૃ૦ એં, સપ્ત૦ એ ઠરશે.

૮૦. प्र. गुजरातीमां केटली विभक्ति छे ?

ઉ. સાત;—પણ એમની સાથે સંબોધન પણ લખાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| અ) | ૧. | પ્રથમા. | કર્તા.* | ક્રિયાનો કરનાર. |
| | ૨. | દ્વિતીયા. | કર્મ. | કરેલું, સાધેલું કર્મ. |
| | ૩. | તૃતીયા. | કરણ. | જેણે કરીને કરાયું. |
| | ૪. | ચતુર્થી. | સંપ્રદાન.† | જેને પ્રાપ્ત થયું. |

---

* પ્રત્યેક વિભક્તિના વિશેષ અર્થ ઉપર ધ્યાન રાખીને આ સંજ્ઞાઓ આપેલી છે.

† ચતુર્થીને तादर्थ्य પણ કહે છે, એટલે જ્યારે वास्ते, अर्थे, આવા અર્થમાં વપરાય છે. વળી આ વિભક્તિ બહુધા કર્મનો સંબંધ પણ દેખાડે છે. પ્રથમામાં પણ કોઈ વેળા કર્મનો અર્થ હોય છે. આ વાતનો ખુલાસો વાક્યવિન્યાસમાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ૫. | પંચમી. | અપાદાન. | જેથી, જ્યાંથી, જેને મૂકીને નિકળ્યું. |
| ૬. | ષષ્ઠી. | સંબંધ. | કંઇ વિશેષ. |
| ૭. | સપ્તમી. | અધિકરણ. | ઠામ, સમય. |
| — | —— | સંબોધન. | નામ લઇ બોલાવવું. |

આ) **પ્રથમામાં** જાતિદર્શક પ્રત્યય, ઓ, ઇ, ઊં; આવે; અથવા પ્રત્યયરહિત શબ્દ રહે છે.

**દ્વિતીયામાં,** પૂર્વે જે પ્રત્યય મ્ ચાલતો તે પડતો મુકાયો (૭૮, ૧૧૦.), માટે શબ્દ પ્રથમાને રૂપે રેહે છે. (એને ઠેકાણે કોઇ વેળા ચતુર્થી વપરાય છે).

**તૃતીયાનો** પ્રત્યય એ [ એં ] છે.

**ચતુર્થીનો** પ્રત્યય **ને** છે. (કોઇ વેળા દ્વિતીયાને ઠેકાણે વપરાય).

**પંચમીનો** પ્રત્યય **થી** છે.

ષષ્ઠીનો પ્રત્યય નો, ની, નું; ના, ની, નાં છે (૯૨).

**સપ્તમીના** પ્રત્યયો એ, અને **માં** છે (૮૩).

**સંબોધન,** એ પ્રથમાનુંજ રૂપ કહેવાય છે. જો પ્રથમામાં **ઓ** નરજાતિ, અને ઉં નાન્યતરજાતિ દર્શક પ્રત્યયો હોય, તો તેમને સ્થલે સંબોધનમાં **આ** દેખાય છે. આ "**આ**" વિષે ૮૨ માં જોવું.

૮૧. प्र. नामना संबंधदर्शक प्रत्ययो शब्द साथे शी रीतिये मळे छे ?

ઉ. જે અકારાંત નામની પ્રથમાએ નરજાતિદર્શક પ્રત્યય ઓ, અથવા નાન્યતરદર્શક ઊં નથી, તેવાં નામની અને બીજાં બધાં નામની આગળ વિભક્તિના પ્રત્યયો લાગે છે. અનેકવચનમાં શબ્દની અને વિભક્તિના પ્રત્યયની વચ્ચે અનેકત્વાર્થદર્શક પ્રત્યય ઓ આવે છે; જેમકે—

**એકવચન.**

| | **અ** | **આ** | **ઈ** | **ઈ** | **ઉ** | **ઊ** | **એ** | **ઓ** |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર૦ | રથ | મા | પતિ | નદી | વસ્તુ | જૂ | ચે | સો† |
| દ્વિ૦ | રથ | મા | પતિ | નદી | વસ્તુ | જૂ | ચે | સો |

† સંખ્યાવાચક સો (૧૦૦) વિશેષ્યાર્થે વપરાય તો એકવચને રૂપાખ્યાન 'ઓ' ના જેવું છે;—સો, સોએ, સોને ઈ૦; પણ અનેકવચનમાં પ્રત્યય એં લાગે છે;— બસેં ત્રણસેં ઈ૦. સં૦ शतानि ઉપરથી સેં થયું છે (૧૦૯ ઈ૦)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તૃ० રથે* | માએ | પતિએ | નદીએ | વસ્તુએ | જૂએ | ચેએ | ખોએ |
| ચ० રથને | માને | પતિને | નદીને | વસ્તુને | જૂને | ચેને | ખોને |
| પં० રથથી | માથી | પતિથી | નદીથી | વસ્તુથી | જૂથી | ચેથી | ખોથી |
| ષ० રથનો० | માનો० | પતિનો० | નદીનો० | વસ્તુનો० | જૂનો० | ચેનો० | ખોનો० |
| સ० રથે, માં | મામાં | પતિમાં, એ | નદીએ,માં | વસ્તુએ,માં | જૂમાં | ચેમાં | ખોએ, માં |
| સં० રથ | મા | પતિ | નદી | વસ્તુ | જૂ | ચે | ખો |

અનેકવચન.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્ર० રથો | માઓ | પતિઓ | નદીઓ | વસ્તુઓ | જૂઓ | ચેઓ | ખોઓ† |
| દ્વિ० રથો | માઓ | પતિઓ | નદીઓ | વસ્તુઓ | જૂઓ | ચેઓ | ખોઓ |
| તૃ० રથોએ | માઓએં | પતિઓએ | નદીઓએ | વસ્તુઓએ | જૂઓએ | ચેઓએ | ખોઓએ |
| ચ० રથોને | માઓને | પતિઓને | નદીઓને | વસ્તુઓને | જૂઓને | ચેઓને | ખોઓને |
| પં० રથોથી | માઓથી | પતિઓથી | નદીઓથી | વસ્તુઓથી | જૂઓથી | ચેઓથી | ખોઓથી |
| ષ० રથોનો | માઓનો | પતિઓનો | નદીઓનો | વસ્તુઓનો | જૂઓનો | ચેઓનો | ખોઓનો |
| સ० રથોએ-મા | માઓમા | પતિઓમા | નદીઓમાં | વસ્તુઓમાં | જૂઓમાં | ચેઓમાં | ખોઓમા |
| સં० રથો | માઓ | પતિઓ | નદીઓ | વસ્તુઓ | જૂઓ | ચેઓ | ખોઓ |

८२. प्र. अकारांत शब्दने ओ, उं, प्रत्यय लागे, तो तेनां रूप केवां थाय ?

ઉ. પેહલાં, પ્રત્યય પડતો મૂકાય છે, પછી શબ્દના અંત્યસ્વર અ ની વૃદ્ધિ થયે આ થાય છે.‡ આ 'આ' ની આગળ તૃતીયાદિ વિભક્તિના પ્રત્યય લાગે છે. એકવચને સંબોધનમાં શબ્દ પ્રત્યયરહિત છે, પણ અંત્યસ્વરની વૃદ્ધિ રેહે છે.—અનેકવચને પ્રથમાનાં રૂપો ( આ, આં, આઓ, આંઓ, ) ની આગળ તૃતીયાદિના પ્રત્યયો લાગે છે.

આ રૂપાખ્યાનમાં એકવચને નરજાતિની અને નાન્યતરજાતિની તૃતીયાદિ વિભક્તિનાં રૂપમાં ફેર નથી.

---

* સંસ્કૃતમાં બે સ્વરને સંયોગે સંધિકાર્ય થાય છે (૩૨), પણ ગુજરાતીના રૂપાખ્યાનમાં આ રૂઢિ બહુ ચાલતી નથી. તૃતીયાએ રથૈ, પિતૈ, જત્યે, નદ્યે, વસ્ત્વે, જ્વે, ખવે, એવું નહિ, પણ રથે, પિતાએ, જતિયે, નદીએ, વસ્તુએ, જુએ કહે છે ( ૭૭). ઈ ઈકારાંત શબ્દને 'એ' પ્રત્યય લાગે તો કોઈ લખનારા યકાર વાપરે છે, જતિયે, નદીયે અને નદિયે.

† ખો આદિ ઓકારાંત શબ્દને અનેકવચને પ્રત્યય ઓ ઉડી જાય છે, કેમકે 'ખોઓ' એવું શોભતું નથી.

‡ અકારાંત નામોમાં અ નો આ થવાની રીતિ સંસ્કૃતમાં પણ દેખાય છે; જેમકે— शिव: ना— शिवाय, शिवात्, शिवाभ्यां, शिवान्, शिवानां.

| એકવચન. | | | અનેકવચન. | |
|---|---|---|---|---|
| | નર૦ | નાન્ય૦ | નર૦ | નાન્ય૦ |
| પ્ર૦ | છોકરો | છોકરૂં. | છોકરા— 'રાઓ | છોકરાં— 'રાંઓ ( ૭૩ ) |
| દ્વિ૦ | છોકરો | છોકરૂં. | છોકરા— 'રાઓ | છોકરાં— 'રાંઓ. |
| તૃ૦ | છોકરાએ, છોકરે | | છોકરાએ— 'રાઓએ | છોકરાંએ— 'રાંઓએ. |
| ચ૦ | છોકરાને | | છોકરાને— 'રાઓને | છોકરાંને— 'રાંઓને. |
| પં૦ | છોકરાથી | | છોકરાથી— 'રાઓથી | છોકરાંથી— 'રાંઓથી. |
| ષ૦ | છોકરાનો૦ | | છોકરાનો૦— 'રાઓનો૦ | છોકરાંનો૦— 'રાંઓનો૦ |
| સ૦ | છોકરામાં | | છોકરામાં— 'રાઓમાં | છોકરાંમાં— 'રાંઓમાં. |
| સં૦ | છોકરા | | છોકરા— 'રાઓ | છોકરાં—' રાંઓ. |

૮૩. સપ્તમીમાં, અધિકરણને અર્થે, એ પ્રત્યય ચાલે છે. તેઓમાં અર્થ વિષે મૂળે ફેર નથી, તો પણ બધા પ્રસંગમાં **એ** પ્રત્યય લાગતો નથી;—નદી**એ** પૂર આવ્યું છે; તે પોતાને નગરે વસે છે; એ કામ મારે માથે છે; તે મારી પૂઠે આવે. છે;—એવું કહિયે છિયે; પણ "રાજાએ છે";—"છોકરાએ છે;" એવું નથી કહેતા;—એવા પ્રસંગોમાં **માં** પ્રત્યય વાપરિયે છિયે ( ૧૧૬ ).

૮૪. છોકરો ૯૦ નરજાતિનું, અને છોકરૂં ૯૦ નાન્યતર જાતિનું અનેક વચન બે પ્રકારથી થાય છે ( ૭૩ ). લાંબું, અથવા નવું, રૂપ ( આઓ ) જે છે તે નરજાતિ વિષે કોઇ વેળા સારા ઉપયોગમાં આવે છે. **છોકરાને,** એવું કહિયે તો રૂપ ઉપરથી જણાતું નથી કે તે શબ્દ એક કે અનેક વચનનો છે; પણ **છોકરાઓને** કેવળ અનેક વચનનો અર્થ દેખાડે છે. નાન્યતર જાતિનાં રૂપો વિષે આટલો ઉપયોગ નથી; એક વચનમાં **છોકરાનો,** અનેક વચનમાં છોકરાંનો. પણ કોઇ એકવચનમાં પણ **છોકરાંનો** વાપરે છે; આ રીતને સંસ્કૃતમાં કોઇ આધાર મળતો નથી; અનેકવચનમાં અનુસ્વારનું મૂળ ૧૦૯, ઈ માં કહેલું છે.

૮૫. કોઇ વેળા બે કે ત્રણ વિભક્તિના પ્રત્યયો એકત્ર આવે; જેમકે— **ઘરેથી,** હાથે**થી, **ઘર**માંથી,** હાથ**માંથી;** એટલે અધિકરણની સાથે અપાદાન આવે છે. વળી ઘરના**માંથી,** તેના**માંથી,** ગામના**માંથી,** એટલે સંબંધ, અધિકરણ, તથા અપાદાન.

૮૬. વિભક્તિના અર્થને મળતા અર્થના કેટલાએક પૃથક શબ્દ છે; જેમકે—**કરણને** સમાન; કરીને, વડે. મેં હાથે કર્યું = હાથવડે, હાથે કરીને.

**સંપ્રદાનને** સમાન; સારૂ, કાજે, વાસ્તે, અર્થે, માટે. પણ આ શબ્દોને અર્થે ચતુર્થી વપરાય છે ત્યારે તેને સંપ્રદાન નહિ, પણ તાદર્થ્ય કહે છે.

**અપાદાનને** સમાન; થકી. (પંચમીનો પ્રત્યય **થી**, તેનો અર્થ કોઇ વેળા કર્ત્તાને સમાન છે; જેમકે—'મારાથી તે કામ થયું,' પણ આ અર્થ કરણું (તૃતીયા) ને સમાન પણ ગણાય).

**અધિકરણને** સમાન; માહે, અંદર, વિષે, મધ્યે, પર, ઉપર, લગ, લગી, ઇ૦.

૮૭. ષષ્ઠી વિભક્તિ વિષે **૫૨** માં જોવું.

## ગુણવાચક.

૮૮. ઉપર (૪૬) માં કહેલું છે કે નામના બે વિશેષ ભાગ છે, એટલે સત્ત્વવાચક, અને ગુણવાચક નામ. વળી કહ્યું છે કે માણસ વિવિધ વિષયોનું જ્ઞાન પામીને તેમને સંજ્ઞા આપે છે, અને તેમની જાતિ વચન વિભક્તિના ભેદ કહી શકે છે. હવે કોઇ વિષયની સંજ્ઞા કહેતાં, તે વિષે આપણે જે સમજવું જોઇયે, તેમાં કંઇ તો શેષ (બાકી, અધુરૂં, અંકિત) રહ્યું હોય, તો તે જાણીને અર્થ પૂરો કરી દેખાડવાની રીતિ વિષે કહેવાનું છે. જો કોઇ વિષયની સંજ્ઞા કહેલી હોય, તો તે વિષે જે અધુરૂં રહ્યું હોય, તેને પૂરૂં કરી આપનાર શબ્દને તેની સાથે વાપરિયે છિયે. આ શબ્દ તો શેષાર્થને કહી દેખાડે છે, માટે તેને **વિશેષણ** [**વિ**, અધિકતાસૂચક ઉપસર્ગ; **શિષ**, બાકી—અધુરૂં—અંકિત; **અન** કૃદંત પ્રત્યય.], શેષ—બાકી રહેલો—અંકિત જે અર્થ, તેને કહી દેખાડનાર શબ્દ કહિયે છિયે. **ઘોડો**, આ સત્ત્વવાચક નામ વાપરિયે, તો તે સંબંધી કંઇ કહેવાનું બાકી રહ્યું હોય; તે કાળો કે ધોળો, નાનો કે મોટો, રાજાનો કે કુંવરનો, રણઘોડો કે રથઘોડો હોય; આ શેષાર્થસૂચક શબ્દો વિશેષણ કહેવાય છે. હવે ભાષામાં એવું બની ગયું છે, કે કેટલાએક શબ્દો, જે મૂળે વિશેષ્ય હોશે, તેઓ, વિશેષે કરીને, વિશેષણના કામમાં લેવાયા. એઓ ઘણુંકરીને ગુણનાં નામો છે, માટે **ગુણવાચક** કહેવાયાં. જે નામ કેવળ વિશેષણ થઇ રહ્યાં છે, તેઓ આટલાં ઘણાં નથી કે માણસના અગણિત કામના બધા પ્રસંગમાં જોઇયે તેવો શબ્દ તેઓમાં મળે; માટે વિવિધ પ્રકારથી થનારાં વિશેષણ સંબંધી કંઇ જોવું જોઇયે.

**અ. એજ અર્થમાં વપરાનારા શબ્દો;** જે૦—લાલ, શ્વેત, ઊંચ, કાળો, ધોળો, સાચો, ખોટો, શુદ્ધ, અશુદ્ધ; ઇ૦. એઓ સાથે કૃદંત અને તદ્ધિત પ્રત્યયોએ કરીને સાધિત થનારા શબ્દો મળે; જે૦—ધાર્મિક, નાસ્તિક, સંબંધક, દર્શક, સૂચક, સમજુક, દેશી, પ્રેમી, દ્વેશી, આળસુ, લાલચુ, વિશ્વાસુ, ઇચ્છુ ઇ૦. વળી એવા પણ; જે૦—**થતો, થવાનો, થનારો.** (શબ્દસાધનનું કોષ્ટક અંક ૧૪, ૧૫).

**આ. સત્ત્વવાચક નામની ષષ્ઠી વિભક્તિથી થનારા;** જે૦—**સરકારનું** કામ (=સરકારી કામ); **દરબારનું** માણસ (=દરબારી માણસ); **મૂલનો** (= મૂલ્યવાન). ષષ્ઠી વિભક્તિ વિશેષણસમાન છે, એણે કરીને હરકોઇ સત્ત્વવાચક નામને વિશેષણના અર્થમાં લેવાય. (૯૨).

એની સાથે સમાસમાં વપરાયલાં નામ પણ આવે; જેમકે—રાજમાર્ગ = રાજાનો માર્ગ; રણઘોડો = રણનો—રણમાં લાવેલો—રણને વાસ્તે રાખેલો ઘોડો; એમજ—લોહમાર્ગ, શિળાછાપ, મુખવાચા, લોકાચાર, રાજનીતિ, ઇ૦. એવા સમાસમાં પૂર્વપદ બીજાનું વિશેષણ સમાન છે. એ વિષે અધિક વર્ણન સમાસના પ્રકરણમાં આવશે.

**ટીકા.**—પ્રત્યેક સત્ત્વવાચક નામ કોઇ પણ વિશેષણનો સ્વીકાર કરે. એ ઉપરથી એવાં નામને એક બીજી સંજ્ઞા આપેલી છે; એટલે, **વિશેષ્ય,** = વિશેષણનો સ્વીકાર કરી શકે એવો શબ્દ. વિશેષણનો સ્વીકાર કરનારા એઓ વિશેષ્ય, અને વિશેષ્યની સાથે વળગી રેહેનારા તેઓ વિશેષણ. (શબ્દસાધનનું કોષ્ટક અંક ૨૮, ૨૯).

## ८९. प्र. कोइ नामने गुणवाचक कहेवानुं शुं कारण छे ?

ઉ. કોઇ સત્ત્વવાચક નામ બોલતાં, જો કેવળ સંજ્ઞા ઉપરથી સંપૂર્ણ અર્થ જાણ્યામાં નહિ આવે, તો જે અર્થ બાકી, કે અધુરો, કે અંકિત છે, તે વિષય જણાવનારૂં નામ પહેલાની જોડે વાપરિયે છિયે; જેમકે—ઘોડો, આ સત્ત્વવાચક નામ વાપરતાં તેના રંગ ગુણાદિ વિષે જે કંઇ અધિક સમજવું જોઇએ તે બીજા શબ્દે કરીને જણાવિયે છિયે; કાળો કે ધોળો, સારો કે ખોટો, ઇત્યાદિ અધિકાર્થ શબ્દ વાપરિયે છિયે.

९०. प्र. जेम सत्त्ववाचकने जाति, वचनादि छे, तेम गुणवाचकने छे?

ઉ. જાતિ, વચન, વિભક્તિ વિષે, ગુણવાચકના બે વર્ગ થાય છેઃ—

**૧. જેઓ જાતિ વચન વિભક્તિદર્શક પ્રત્યયો સ્વીકારતા નથી;—**

અ) અકારાંત—લાલ, સાફ, શ્વેત, સ્પષ્ટ, ઉંચ, નીચ, શુદ્ધ, યોગ્ય, ઇ૦.

આ) ઈકારાંત—પ્રેમી, લોભી, પાપી, દોશી, અપરાધી, ઇ૦.

ઇ) ઉકારાંત—આળસુ, લાલચુ, વિશ્વાસુ, કૃપાળુ, ઇ૦.

જે વિશેષ્યની સાથે એવાં વિશેષણ આવે, તે નામ નર નારી કે નાન્યતર જાતિનું, એક કે અનેક વચનનું, અને ગમે તે વિભક્તિનું હોય, તોપણ વિશેષણને કોઇ પ્રત્યય લાગતો નથી; માટે—લાલ ઘોડો, લાલ ઘોડી, લાલ ઘોડું, લાલ ઘોડા, લાલ ઘોડીઓ, લાલ ઘોડાં, લાલ ઘોડાંઓ, ઇ૦.

એવાંનો રૂપવિકાર થતો નથી, માટે કોઇ એવું ધારે છે, કે એમને **અવિકારી** કે **અવ્યયરૂપી** વિશેષણ કહેવાં જોઇયે.

**૨. જેમને જાતિદર્શક પ્રત્યયો લાગે છે.** આ પ્રત્યયો, કોઇ વિશેષ્ય નામના જેવાજ (૫૯), નરજાતિ **ઓ**, નારી **ઈ**, અને નાન્યતર **ઉં** છે.

આ પ્રત્યયો પ્રથમા દ્વિતીયા વિભક્તિમાં દેખાય છે. પણ ઇતર વિભક્તિમાં, **ઓ ઉં** પડતા મૂકાય છે, પછી શબ્દના અંત્યસ્વરની વૃદ્ધિ થયે અનો **આ** થાય છે (૮૨). અનેક વચનમાં **ઓ**ને સ્થલે **આ**, અને **ઉં**ને સ્થલે **આં** થાય છે. નીચેના રૂપાખ્યાનમાં એ સ્પષ્ટ જાણ્યામાં આવશે. આવાં વિશેષણો સત્ત્વવાચક નામની સાથે વપરાય છે, માટે, "સારો," આ વિશેષણની સાથે, "ઘોડો," આ વિશેષ્ય નામ રૂપાખ્યાનના કોષ્ટકમાં લખેલું છે.

| **૯૧. એકવચન નર૦** | **નારી૦** | **નાન્ય૦** |
|---|---|---|
| પ્ર૦ દ્વિ૦ સારો ઘોડો | સારી ઘોડી | સારૂં ઘોડું |
| તૃ૦ સારા ઘોડાએ, સારે ઘોડે | સારી ઘોડીએ | બીજી બધી વિભ |
| ચ૦ સારા ઘોડાને | સારી ઘોડીને | ક્તિઓનાં રૂપ નર |
| પં૦ સારા ઘોડાથી | સારી ઘોડીથી | જાતિના જેવાં છે |
| ષ૦ સારા ઘોડાનો (૯૨) | સારી ઘોડીનો | (૮૨). |
| સ૦ સારા ઘોડામાં, 'ડાએ | સારી ઘોડીમાં | |
| સં૦ સારા ઘોડા | સારી ઘોડી | |

**અનેકવચન.**

| | | |
|---|---|---|
| પ્ર૦ દ્વિ૦સં૦ સારા ઘોડા-'ડાઓ | સારી ઘોડીઓ* | સારાં ઘોડાં† |
| તૃ૦ સારા ઘોડાએ-'ડાઓએ | સારી ઘોડીઓએ | સારાં ઘોડાંએ |
| ચ૦ સારા ઘોડાને-'ડાઓને | સારી ઘોડીઓને | સારાં ઘોડાંને |
| પં૦ સારા ઘોડાથી-'ડાઓથી | સારી ઘોડીઓથી | સારાં ઘોડાંથી |
| ષ૦ સારા ઘોડાનો-'ડાઓનો | સારી ઘોડીઓનો | સારાં ઘોડાંનો |
| સ૦ સારા ઘોડામાં-'ડાઓમાં | સારી ઘોડીઓમાં | સારાં ઘોડાંમાં |

૯૨. ષષ્ઠીનો અર્થ વિશેષણને સમાન છે, માટે ગુજરાતી આદિક ઉત્તર હિંદુસ્થાનની ભાષાઓમાં એના પ્રત્યયને વિશેષણની પેઠે જાતિ વચન વિભક્તિના રૂપ લાગે છે; જેમ૦—રાજાનો ઘોડો—રાજાની ઘોડી—રાજાનું ઘોડું; રાજાના ઘોડાએ—રાજાની ઘોડીએ; રાજાના ઘોડાને—રાજાની ઘોડીને—૪૦.

આ) કોઇ વેળા સત્ત્વવાચક નામ વિના એકલું વિશેષણ વપરાય છે એટલે સત્ત્વવાચક **નામ** અધ્યાહાર્ય છે, અને તેનો અર્થ વિશેષણની સાથે મળે છે, એવું સંભવે છે ત્યારે વિશેષણનું રૂપાખ્યાન સત્ત્વવાચક નામની પેઠેજ થાય છે; જેમકે—મોટો = મોટો પુરૂષ; ત્યારે, પ્ર૦ દ્વિ૦ મોટો; તૃ૦, મોટાએ-મોટે; ચ૦ મોટાને; પં૦ મોટાથી; ૪૦.

૯૩. ગુણવાચકમાં નીચેના વર્ગના શબ્દો ગણેલા છે:—

૧. **સંખ્યાર્થ શબ્દો**;—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, ૪૦.

૨. **સંખ્યાપૂરણાર્થ શબ્દો**;—પહેલો, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો છઠો, સાતમો, આઠમો, નવમો, દસમો. સાતથી ચઢતાં ગમે તે સંખ્યાર્થ શબ્દને **મો** લગાડ્યાથી સંખ્યાપૂરણાર્થ શબ્દ થાય છે. સંખ્યાપૂરણાર્થ શબ્દનું રૂપાખ્યાન ઉપરના ઉદાહરણ 'સારા'ની પેઠે થાય છે.

૩. **બહુલ્યાર્થ શબ્દો**;—બહુ, સહુ, સઘળું, સંધું, સર્વ, સર્વે, ઘણું, ૪૦. એમાં બહુ, સર્વ, સર્વે, સહુ, અવિકારી છે (૯૦). વિશેષ્યનામરહિત **સર્વે**નું રૂપાખ્યાન જે, તે, ઇત્યાદિ સર્વનામોની રીતિ પ્રમાણે કંઇ છે; પણ તૃતીયામાં ણકાર નથી, પ્રથમા અને દ્વિતીયાને મળતા રૂપમાં છે. સ્વાર્થ સર્વનામ, પોતે,

* સારીઓ ઘોડીઓ, એવું પણ કોઈ કહે છે. † સારાં ઘોડાંઓ પણ કોઈ કહે.

એનું પણ રૂપ તૃતીયામાં એવુંજ છે; પ્ર૦, દ્વિ૦, તૃ૦, સર્વે—પોતે (૧૦૪), બીજા બધા સારો, એની રીતિ પ્રમાણે (૯૧, ૯૨. આ).

૪. **संख्यासंघार्थ शब्दो.** બેલ્લી (द्वितीयं), (त्रीकं), ચોક (चतुष्क), પંચક (पंचक), છક (षट्क), સાતું (सप्तक), આઠું (अष्टक) નવક, દશક ઇ૦. કોડી, કુંડી (=૨૦). સૈકું, સેંકડું (शतक).

૫. **अंश संख्यार्थ.** પા (पाद), અર્દ્ધ (अर्द्ध), પોણું (पादोनं), સવા (सपाद), દોઢ [अर्द्धद्वितीयः], અઢી [अर्द्धतृतीया], સાડા (सार्द्ध) ત્રણ, ઇ૦.

૬. **आवृत्तिवाचक.** બેવડું, ત્રેવડું, ઇ૦. બમણું, ત્રણગણું—ત્રગણું, ચારગણું—ચોગણું, ઇ૦. સંખ્યાર્થ હર કોઇ શબ્દને **ગણું** લગાડ્યાથી થાય છે.

**સંખ્યાવાચક શબ્દ, સંસ્કૃત** અને ગુજરાતી.

| | ન૨૦ | ના૨૦ | નાન્ય૦ | | ન૨૦ | ના૨૦ | નાન્ય૦ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | एकः | एका | एकं (एक) | એક | प्रथमः- मा - मं | પહેલો - લી - લું |
| ૨ | द्वौ | द्वे | द्वे (द्व, द्वि) | બે | द्वितीयः-या - यं | બીજો - જી - જું |
| ૩ | त्रयः | तिस्रः | त्रीणि (त्री) | ત્રણ | तृतीयः- या - यं | ત્રીજો - જી - જું |
| ૪ | चत्वारः | चतस्रः | चत्वारि (चतुर्) | ચાર | चतुर्थः- र्थी - र्थं | ચોથો - થી - થું |
| ૫ | | पंच | (पचन्) | પાંચ | पंचमः- मी - मं | પાંચમો - મી - મું |
| ૬ | | षट् | (षष्) | છ | षष्ठः - ष्ठि - ष्ठं | છઠો - ઠી - ઠું |
| ૭ | | सप्त | (सप्तन्) | સાત | सप्तमः - मी - मं | સાતમો - મી - મું |
| ૮ | | अष्टौ | (अष्टन्) | આઠ | अष्टमः- मी - मं | આઠમો - મી - મું |
| ૯ | | नव | (नवन्) | નવ | नवमः - मो - मं | નવમો - મી - મું |
| ૧૦ | | दश | (दशन्) | દસ | दशमः- मी - मं | દસમો - મી - મું |
| ૧૧ | | एकादश | | અગ્યાર | एकादशमः-मी-मं | અગ્યારમો - મી - મું |
| ૧૨ | | द्वादश | | બાર | | બીજા બધા ઉપરના |
| ૧૩ | | त्रयोदश | | તેર | | નિયમ પ્રમાણે— |
| ૧૪ | | चतुर्दश | | ચૌદ | | |
| ૧૫ | | पञ्चदश | | પંદર | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | षोडश | સોળ | | |
| ૧૭ | सप्तदश | સત્તર | | |
| ૧૮ | अष्टादश | અઢાર—અરાડ | | |
| ૧૯ | ऊनविंशतिः | ઓગણીસ | ऊनविंशतितमः | |
| ૨૦ | विंशतिः | વીસ | विंशतितमः | વીસમો-મી-મું |
| ૨૧ | एकविंशतिः | એકવીસ | | |
| ૨૨ | द्वाविंशतिः | બાવીસ | | |
| ૨૩ | त्रयोविंशतिः | ત્રેવીસ | | |
| ૨૪ | चतुर्विंशतिः | ચોવીસ | | |
| ૨૫ | पंचविंशतिः | પચીસ | | |
| ૨૬ | षड्विंशतिः | છવીસ | | |
| ૨૭ | सप्तविंशतिः | સત્તાવીસ | | |
| ૨૮ | अष्टाविंशतिः | અઠ્ઠાવીસ | | |
| ૨૯ | ऊनत्रिंशत् | ઓગણત્રીસ | | |
| ૩૦ | त्रिंशत् | ત્રીસ | त्रिंशत्तमः-मी-मं | ત્રીસમો-મી-મું |
| ૪૦ | चत्वारिंशत् | ચાળીસ | चत्वारिंशत्तमः-मी-मं | ચાળીસમો० |
| ૪૧ | एकचत्वारिंशत् | એકતાળીસ | | |
| ૪૨ | द्वाचत्वारिंशत् | બેંતાળીસ | | |
| ૪૩ | त्रिचत्वारिंशत् | ત્રેંતાળીસ | | |
| ૪૪ | चतुश्चत्वारिंशत् | ચુંમાળીસ | | |
| ૪૫ | पंचचत्वारिंशत् | પિસ્તાળીસ | | |
| ૪૬ | षट्चत्वारिंशत् | છેંતાળીસ | | |
| ૪૭ | सप्तचत्वारिंशत् | સુડતાળીસ | | |
| ૪૮ | अष्टचत्वारिंशत् | ઉડતાળીસ | | |
| ૪૯ | ऊनपंचाशत् | ઓગણપચાસ | | |
| ૫૦ | पंचाशत् | પચાસ | पंचाशत्तमः-मी-मं. | પચાસમો० |
| ૬૦ | षष्टिः | સાઠ | षष्टितमः० | સાઠમો० |
| ૭૦ | सप्ततिः | સિત્તેર | सप्ततितमः० | સિત્તેરમો० |
| ૮૦ | अशीतिः | એંશી | अशीतितमः० | એંશીમો० |

| | | | | |
|---|---|---|---|---|
| ૯૦ | नवतिः | નેવું | नवतितमः० | નેવુંમો૦ |
| ૧૦૦ | शतम् | સો | शततमः० | સોમો૦ |
| ૧૦૧ | एकाधिकशतं-एकशतं | એકસો એક | | |
| ૧૦૨ | द्व्यधिकशतं-द्विशतं | એકસો બે | | |
| ૨૦૦ | द्वे शते | બસેં | | |
| ૩૦૦ | त्रीणिशतानि | ત્રણસેં | | |
| ૪૦૦ | चत्वारिंशतानि | ચારસેં | | |
| ૫૦૦ | पंचशतानि | પાંચસેં | | |
| ૬૦૦ | षट्शतानि | છસેં | | |
| ૭૦૦ | सप्तशतानि | સાતસેં | | |
| ૮૦૦ | अष्टशतानि | આઠસેં | | |
| ૯૦૦ | नवशतानि | નવસેં | | |
| ૧,૦૦૦ | दशशतानि-सहस्रं | હજાર | सहस्रतमः० | હજારમો૦ |
| ૧૦,૦૦૦ | अयुतं | અયુત | | |
| ૧,૦૦,૦૦૦ | लक्षं-नियुतं | લાખ | | |
| ૧૦,૦૦,૦૦૦ | प्रयुत | દસલાખ | | |
| ૧,૦૦,૦૦,૦૦૦ | कोटि = | દસપ્રયુત-ક્રોડ | | |
| ૧૦,૦૦,૦૦,૦૦૦ | अर्बुद = | દસક્રોડ | | |
| ૧,૦૦,૦૦,૦૦,૦૦૦ | महार्बुद-पद्म = | અબજ | | |
| ૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦ | खर्व | ખર્વ | | |
| ૧,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ | निखर्व | નિખર્વ | | |
| | महापद्म = | મહાપદ્મ | | |
| | शंकु = | શંકુ | | |
| | शंख-समुद्र | જલધી | | |
| | महाशंख-अंत्य = | અંત્ય | | |
| | हाहा-मध्य = | મધ્ય | | |
| | महाहाहा-परार्द्ध = | પરાર્દ્ધ | | |

## સર્વનામ વિષે.

૯૪. જે વિષયપદની સ્પષ્ટ સંજ્ઞા નહિ છતાં પણ તે વિષે ખરી સૂચના આપે છે, તે સર્વનામ કહેવાય છે, એટલે, જે શબ્દ હરકોઇ નામને ઠેકાણે વપરાય તે. એઓ કોઇ પણ વિષયની સંજ્ઞા નથી, તોય પણ, હરકોઇ વિષયની સંજ્ઞાના સૂચક થઇ, પોતામાં સર્વે સંજ્ઞાનો અધિકાર રાખે છે, માટે સર્વનામ કહેવાય છે.

**९५. प्र. सर्वनाम कोने कहियें ?**

ઉ. સત્ત્વવાચક નામને ઠેકાણે જે વપરાય છે તેને સર્વનામ કહિયે.

એકજ વાક્યમાં તે ને તે શબ્દ વારે વારે વાપરિયે, તો ભાષા અશોભિત થાય છે; જેમકે, "આજ કાળીદાસ કાળીદાસના ઘરમાંથી નીકળતાં, કાળીદાસના ઘર પાસે એક ખાડામાં કાળીદાસ પડી ગયો, માટે કાળીદાસને બહુ વાગ્યું, અને કાળીદાસનો પગ પણ ભાગી ગયો. લોકે આવીને કાળીદાસને જોયો, અને લોકને દયા આવી, માટે લોક કાળીદાસને ઉચકીને કાળીદાસને કાળીદાસને ઘેર લઇ ગયા." હવે એ વાક્યમાં, "કાળીદાસ" અને "લોક," આ બે સત્ત્વવાચક નામ કેટલી વાર આવે છે, ને તેથી ભાષા કેવી અશોભિત દેખાય છે! એજ રીતિયે સર્વદા બોલવું પડત, તો લાંબાં વાક્યોમાં અત્યંત ગુચવણ થાત. એનો ઉપાય સર્વનામોએ કરીને થાય છે, એટલે ઉપરનું વાક્ય નીચેના જેવું થાય છે. "આજ કાળીદાસ, **પોતાનાં** ઘરમાંથી નીકળતાં, **તેના** ઘર પાસે એક ખાડામાં **તે** પડી ગયો, માટે **તેને** બહુ વાગ્યું, અને **તેનો** પગ પણ ભાગી ગયો. લોકે આવીને **તેને** જોયો અને **તેમને** દયા આવી, માટે **તેઓ** **તેને** ઉચકીને **તેને** તેને ઘેર લઇ ગયા." હવે, **પોતાને, તેને, તેમને, તેઓ,** આ શબ્દો **કાળીદાસ** અને **લોક,** આ નામોને ઠેકાણે વપરાય છે–તેઓ **સર્વનામ** છે.

ગુજરાતીમાં છ પ્રકારનાં સર્વનામ છે,–**પુરૂષવાચક, તત્પદાપેક્ષક, પ્રશ્નાર્થ, સ્વાર્થ, દર્શક, અનિશ્ચિત.**

**९६. प्र. पुरुषवाचक सर्वनाम तेओ क्रियां ?**

ઉ. બોલનાર પુરૂષ, અને તેની સાથે જે બોલે છે, અને જે વિષે તે બોલે છે, તે નામને ઠેકાણે જે શબ્દો વપરાય છે તેઓ **પુરૂષવાચક** સર્વનામ છે.

બોલનાર જન, તે **પ્રથમ પુરૂષ** છે; તેનું સર્વનામ, **હું.**
જેની સાથે બોલે છે, તે **દ્વિતીય પુરૂષ** છે; તેનું સર્વનામ, **તું.**
જે વિષે વાત છે, તે **તૃતીય પુરૂષ** છે; તેનું સર્વનામ, **તે.**

અ) પ્રથમ દ્વિતીય પુરૂષના અર્થ મળીને એક સર્વનામ થાય છે; એટલે, **આપણે.** બોલનાર જન જેની સાથે બોલે છે, તેને તે પોતાની સાથે મેળવીને બોલે, તો તે પ્રસંગમાં એ સર્વનામ વપરાય છે.

આ) પુરૂષવાચકમાં **માનોક્ત સર્વનામ** છે; એટલે **આપ.** કોઇને આદરમાન આપીને બોલિયે તો આ સર્વનામ વપરાય છે. તે દ્વિતીય અને કોઇ વેળા તૃતીય પુરૂષનું છે, અને બહુવચનનું ગણાય.* (૧૦૩).

**૯૭. प्र. तत्पदापेक्षक सर्वनाम तेओ क्रियां ?**

ઉ. પહેલાં બોલેલી કોઇ વાત વિષે જ્યારે ફરીથી વાત થાય છે, ત્યારે જે સર્વનામ વપરાય તેને **તત્પદાપેક્ષક** કહિયે. વાક્યના પૂર્વાર્ધને (એટલે વાક્યનો જે અર્ધ પહેલો આવે છે તેને) આરંભે "**જે**" આ શબ્દ કહીને, ઉત્તરાર્ધને (એટલે પછીના અર્ધને) આરંભે "**તે**" આ શબ્દ વાપરવો જોઇયે; જેમકે, '**જે** હું તમને કહું છું, **તે** હું બધાને કહું છું.' '**જે** લોક કાલે અહિં આવ્યા હતા, **તેઓ** આજ પણ આવ્યા છે.' એવા શબ્દના ભાગને **પૂર્વાપર** ભાગ કહિયે.

**૯૮. प्र. प्रश्नार्थ सर्वनाम तेओ क्रियां ?**

ઉ. પ્રશ્ન પૂછતાં જેઓ વપરાય છે તેઓ; જે૦-શો, શી, શું; કિયો, કઇ, કિયું, (કેવો, કેવી, કેવું;) કોણ; કોઇ, કંઇ.

**૯૯. प्र. स्वार्थ, अथवा स्ववाचक, सर्वनाम ते क्रियुं ?**

ઉ. જે જન બોલે છે, તેના પર,-અથવા જેની સાથે વાત થાય છે, તેના પર,-અથવા જેના સંબંધી વાત થાય છે, તેના પર, કહેલી વાતને ફેરવીને કે ઠસાવીને બોલિયે, તો તે પ્રસંગમાં જે શબ્દ વાપરિયે છિયે, તેને **સ્વાર્થ** અથવા

---

*એને બહુવચનમાં ગણવાનું કારણ એ છે કે માનને અર્થે શબ્દો અનેક વચનમાં વપરાય છે.

| | | |
|---|---|---|
| સાધારણ, | તું આવ્યો છે. | માનોક્ત તમે, તમો આવ્યા છો, આપ આવ્યા છો. |
| ,, | તે આવ્યો છે. | ,, તેઓ આવ્યા છે. |
| ,, | હું આવીશ. | ,, અમે, અમો આવીશું. |

આપની સાથે ક્રિયાપદ કે વિશેષણ આવે તે અનેક વચનનું હોય છે. એ રીતિયે માનને અર્થે અનેક વચન વપરાય છે તે માનોક્ત રૂપ કહેવાય. પણ 'આપણ' આ શબ્દનો અર્થ અનેક વચનનો છે, એનું કારણ બીજું; સંસ્કૃત શબ્દ આત્મન્, એના અનેક વચનનું રૂપ આત્મનઃ એનો અપભ્રંશ આપણે છે (૧૦૭ અ.) [હિંદુસ્થાની ભાષામાં આપ તૃતીય પુરૂષનું છે ખરૂં પણ ગુજરાતીમાં દ્વિતીય પુરૂષનું છે].

**સ્વવાચક**, સર્વનામ કહિયે છિયે; આ શબ્દ **પોતે** છે. જે વાક્યમાં આ સર્વનામ નથી આવતું, તેનો અર્થ કેવો, અને જેમાં તે આવે છે તેનો અર્થ કેવો, એ નીચેના ઉદાહરણ ઉપરથી સમજવામાં આવે; હું કહું—હું **પોતે** કહું; તું ચાલ્યો—તું **પોતે** ચાલ્યો; તે જશે—તે **પોતે** જશે.

૧૦૦. જ્યારે આ સર્વનામ બેવડાય છે, ત્યારે પૃથકપણાનો અર્થ આવે છે. "તેઓ **પોતાને** ઘેર ગયા," આ વાક્યમાં, અને "તેઓ **પોતપોતાને** ઘેર ગયા," એમાં અર્થ જૂદો છે. પહેલા વાક્યનો અર્થ એવો, કે જેઓ ગયા તેમના બધાનું ઘર એકજ હશે; પણ બીજા વાક્યનો અર્થ એવો છે, કે જેઓ ગયા તેમના એકેકનું ઘર જૂદું હતું. એમ વપરાય ત્યારે એ શબ્દને **પૃથકાર્થ સ્વવાચક** સર્વનામ કહિયે.

**૧૦૧. પ્ર. दर्शक सर्वनाम तेओ क्रियां ?**

ઉ. જે શબ્દ કોઇ વિષયને બીજાથી જૂદા કરીને, જાણે કે તેને આંગળીએ દેખાડવાની પેઠે કરીને, તે સંબંધી નિશ્ચય કરી કહે છે; તેને **દર્શક** સર્વનામ કહિયે છિયે; જેમકે—આ, એ, તે, પેલો, ઓલો.

**૧૦૨. પ્ર. अनिश्चित सर्वनाम तेओ क्रियां ?**

ઉ. કોઇ અમુકનો નિશ્ચય કર્યા વિના, જાણે સંદેહ રાખીને બોલિયે, તો તે **અનિશ્ચિત** સર્વનામ કહેવાય છે; જે૦—કોઇ, કોઇએક, કંઈ, કંઇક, કંઇએક, જે કોઇ, હરકોઇ, અમુક, ફલાણું.

## સર્વનામોનાં રૂપાખ્યાન વિષે.

૧૦૩. અ) **પુરૂષવાચક** સર્વનામને વચન તથા વિભક્તિનો પ્રત્યય લાગે છે, પણ **જાતિભેદદર્શક** પ્રત્યય લાગતો **નથી. આપણે**, એને એકવચનનો અર્થ નથી. **આપ** માનોક્ત અનેકવચન (૯૬. આ).

**આ) તત્પદાપેક્ષકને** વચન વિભક્તિના પ્રત્યય લાગે છે, પણ **જાતિભેદના** પ્રત્યય લાગતા નથી.

ઇ) **પ્રશ્નાર્થ** સર્વનામોમાં શો ?, કિયો ?, એમને જાતિ, વચન, વિભક્તિના પ્રત્યય લાગે છે; પણ કોણ ?, એને **એકલા વિભક્તિના** લાગે છે.

ઈ) **સ્વાર્થ** સર્વનામને કેવળ વિભક્તિનાંજ રૂપો છે.

ઉ) **આ, એ, તે, દર્શક** સર્વનામને વચન, વિભક્તિના પ્રત્યયો છે, જાતિભેદ દર્શક નથી. પેલો, ઓલો, એઓને જાતિના પણ લાગે છે.

(ઊ) **અનિશ્ચિત** સર્વનામને એકલા વિભક્તિના પ્રત્યય લાગે છે, જાતિ તથા વચનના નથી. પણ 'કંઇ,' એમાં નાન્યતરનો અર્થ વિશેષ છે. ફલાણો એને જાતિ વચન વિભક્તિના લાગે છે.

૧૦૪. સંસ્કૃતમાં **सर्व:** આ શબ્દ સર્વનામોમાં ગણેલો છે, અને તેનું રૂપાખ્યાન કેટલાંએક સર્વનામના જેવું છે; જેમ પ્રથમા વિભક્તિના અનેકવચનમાં **य:** નો **ये**, **स:** નો **ते** ઇ૦ થાય છે, તેમજ **सर्व:** નો **सर्वे** (૧૦૭, અ). મૂળભાષાની અસર હજી ગુજરાતીમાં લેવાય છે; જેમ **य:**, **स:**, **आत्मान:** ના ગુજરાતીમાં જે, તે, આપણે ચાલે છે, તેમ સર્વને ઠેકાણે સર્વે સંભળાય છે, અને કોઇ એવું લખે છે પણ ખરા. સર્વેનું રૂપાખ્યાન "**તે**" ના જેવું કંઇ છે (૯૩, ૩; ૧૦૬); સર્વનું '**રથ**' (૮૧), એના જેવું છે. અર્થ અનેકવચનનો છે.

૧૦૫. જેમ વિષયોની સંજ્ઞા સ્પષ્ટ રીતિયે કહેનારા શબ્દોમાં કોઇ વિશેષ્ય નામ અને કોઇ ગુણવાચક છે, તેમ સર્વનામના કોઇ **શુદ્ધ સર્વનામ** (વિશેષ્ય) છે; એટલે—હું, તું, તે, પુરૂષવાચક: અને, કોઇ વિશેષણ છે; એટલે—તત્પદાપેક્ષક, પ્રશ્નાર્થ, દર્શક, અને અનિશ્ચિત. (શબ્દસાધનના કોષ્ટકના અંક ૯, ૨૮, ૨૯ માં જેવું). સ્વાર્થ સર્વનામ વિશેષ્યમાં ગણાય. (૧૨૧).

જ્યારે વિશેષણ સર્વનામ વિશેષ્ય નામની સાથે આવે ત્યારે એનું રૂપાખ્યાન ગુણવાચકના જેવું થાય છે (૯૦, ૯૧). આના પ્રસંગમાં જે, એ, તે, આ, કોઇ, કંઇ. કોઇએક, કંઇએક, અમુક, કોણ, એઓ અવિકારી છે (૯૦); બીજાનું રૂપાખ્યાન **સારો**, આ શબ્દના જેવું છે.

જ્યારે એઓ નામરહિત વપરાય છે, ત્યારે નામનાં જેવાં એમનાં રૂપ થાય છે; અને એઓમાં વિશેષ્યાર્થ ભળી જાય છે.

૧૦૬. સર્વનામનું રૂપાખ્યાન પૃ૦ ૫૨, ૫૩ માં છે.

એ, આ, જે, તે, કે, આ પાંચના આશ્રયે કેટલાંક ક્રિયાવિશેષણો સાધિત થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એથી**, — | એવડો | એવો | એટલો | એમ | એઆં-ઇઆં-ઇહાં |
| **આથી**, — | આવડો | આવો | આટલો | આમ | આં-આંએ-આંઇ-અહિં |
| **જેથી**, — | જેવડો | જેવો | જેટલો | જેમ-જ્યમ | જાં-જ્યાં-જિઆં-જહિં |
| **તેથી**; — | તેવડો | તેવો | તેટલો | તેમ-ત્યમ | તાં-ત્યાં-તાંહાં-તહિં |
| **કેથી**,* — | કેવડો | કેવો | કેટલો | કેમ-ક્યમ | કાં-ક્યાં-કાંહાં-કહિં. |

* કે આ શબ્દ હમણાં ભાગ્યેજ વપરાય છે; "શું એવું કરશો કે?" જૂનો પ્રશ્નાર્થ શબ્દ છે.

# સર્વનામના રૂપાખ્યાનનું કોષ્ટક.

## પુરૂષવાચક.

| એકવચન. | પ્રથમ | | | દ્વિતીય | | | પ્રથમદ્વિતીય | દ્વિતીય માનાર્થે | તૃતીય | સ્વાર્થે. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર૦ | હું | | | તું | —— | —— | —— | —— | તે | પોતે |
| દ્વિ૦ | — એને ઠેકાણે ચતુર્થી વપરાય છે. | | | ત્યાં ચતુર્થી વપરાય છે. | | | — | — | તે | — |
| તૃ૦ | મેં-મે | મારે | —— | તેં | તારે | | — | — | તેણે (તેણીએ નાર૦) | પોતે |
| ચ૦ | મને | મારે | મજને | તને | તારે | તુજને | — | — | તેને | પોતાને |
| પં૦ | હુંથી | મારાથી | મજથી | તુંથી | તારાથી | તુજથી | — | — | તેથી, તેનાથી | પોતાથી |
| ષ૦ | — | મારો૦ | મજ. | — | તારો૦ | તુજ. | — | — | તેનો૦ | પોતાનો૦ |
| સ૦ | — | મારામાં | મજમાં | — | તારામાં | તુજમાં | — | — | તેમાં (તેણે ?) | પોતામાં |
| **અનેકવચન.** | | | | | | | | | | |
| પ્ર૦ | અમે | — | અમો | તમે | — | તમો | આપણે | આપ | તેઓ (તે). | પોતે |
| દ્વિ૦ | — એને ઠેકાણે ચતુર્થી વપરાય છે. | | | ત્યાં ચતુર્થી – | | — | ત્યાં ચતુર્થી | ચતુર્થી | — (તે) | — |
| તૃ૦ | અમે | અમારે | અમોએ | તમે | તમારે | તમોએ | આપણે | આપે | તેઓએ-તેમણે | પોતે |
| ચ૦ | અમને | અમારે | અમોને | તમને | તમારે | તમોને | આપણને-પણે | આપને | તેઓને-તેમને | પોતાને |
| પં૦ | અમથી | અમારાથી | અમોથી | તમથી | તમારાથી | તમોથી | આપણેથી-’ણાથી | આપથી | તેઓથી-તેમનાથી | પોતાથી |
| ષ૦ | (અમ)* | અમારો૦ | | (તમ)* | તમારો૦ | — | આપણો૦ | આપનો૦ | તેઓનો-તેમનો૦ | પોતાનો૦ |
| સ૦ | અમમાં | અમારામાં | અમોમાં | તમમાં | તમારામાં | તમોમાં | આપણામાં | આપમાં | તેઓમાં-તેમનામાં | પોતામાં |

* અમ, તમ સામાન્યરૂપ છે; ષષ્ઠીની સાથે એમનો સંબંધ વધારે છે માટે અહિં છપાયલા છે.

## તત્પદાપેક્ષક તથા દર્શક.

**એકવચન.**

| | |
|---|---|
| પ્ર૦ | જે |
| દ્વિ૦ | જે |
| તૃ૦ | જેણે (જેણીએ નારી) |
| ચ૦ | જેને |
| પં૦ | જેથી-જેનાથી |
| ષ૦ | જેનો૦ |
| સ૦ | જેમાં-(જેણે ?) |

**અનેકવચન.**

| | |
|---|---|
| પ્ર૦ | જેઓ-જે |
| દ્વિ૦ | ——— જે |
| તૃ૦ | જેઓએ-જેમણે |
| ચ૦ | જેઓને-જેમને |
| પં૦ | જેઓથી-જેમનાથી |
| ષ૦ | જેઓનો૦-જેમનો૦ |
| સ૦ | જેઓમાં-જેમનામાં |

તે —એનું રૂપાખ્યાન જેના જેવું.

એ —એનું રૂપાખ્યાન જેના જેવું.

આ એનું રૂપાખ્યાન જેના જેવું.

પેલો—લી—લું. આનું રૂપાખ્યાન 'સારો,' એની પેઠે. (૯૧).

ફલાણો-ણી-ણું. એનું રૂપાખ્યાન='પેલો' ૦. અમુક, અવિકારી.

## અનિશ્ચિત.

| | કોઈ | કંઈ |
|---|---|---|
| પ્ર૦ | કોઈ | કંઈ |
| દ્વિ૦ | કોઈ | કંઈ |
| તૃ૦ | કોઈએ | — |
| ચ૦ | કોઈને | કંઈને |
| પં૦ | કોઈથી | કંઈથી |
| ષ૦ | કોઈનો૦ | કંઈનો૦ |
| સ૦ | કોઈમાં | કંઈમાં |

અનેકવચનનું રૂપાખ્યાન. એકવચનના જેવું.

## પ્રશ્નાર્થ.

| | કોણ (૧૦૭) | શો. | શી. | શું. |
|---|---|---|---|---|
| પ્ર૦ | કોણ (૧૦૭) | શો. | શી. | શું. |
| દ્વિ૦ | — — | શો. | શી. | શું. |
| તૃ૦ | કોણે — કોણે | — | — | શેણે. |
| ચ૦ | કોણને – કોને–કેને. | — | — | — |
| પં૦ | કોણથી–કોથી–કેથી | શાથી | — | શાથી |
| ષ૦ | કોણનો૦કોનો૦ કેનો૦ | શાનો૦ | — | શાનો૦ |
| સ૦ | કોણમાં-કોમાં–કેમાં. | શામાં | — | શામાં–શે |

અનેકવચનનું રૂપાખ્યાન એકવચનના જેવું.

| | | |
|---|---|---|
| શા | શી | શાં |
| શા | શી | શાં |
| — | — | — |
| — | — | — |
| શાથી | — | શાંથી |
| શાનો૦ | — | શાંનો૦ |
| શામાં | — | શાંમાં |

"શો" નાં જે રૂપો લખેલાં નથી, તેને ઠેકાણે 'કોણ' નાં રૂપો વપરાય છે.

કહ્યો–હી–હ્યું, કહો–હી–હું; એનું રૂપ='સારો' (૯૧). કિયો. કેઇ, કિયું ૯૦.

## ભાષાના વિકાર.*

૧૦૭. સંસ્કૃત ઉપરથી ગુજરાતીના કેવળ શબ્દ નહિ (૪૧), પ્રત્યયો પણ વ્યુત્પન્ન થયા છે. એક ભાષામાંથી બીજી નિકળે છે, ત્યારે, વિશેષે કરીને, એવું સંભવે, કે રૂપોની, કે પ્રત્યયોની, સંખ્યા ઘટે; અને જે રહે તેમના અક્ષર ફરે—લાંબું રૂપ ટુંકું અને, કોઇ વેળા, ટુંકું લાંબું થઇ જાય; અને વ્યાપારના વિવિધ ધોરણે, પ્રયોગો એમ તેમ વળ્યાથી, નવી નવી રૂઢિયો ચાલે સંસ્કૃતના શા શા વિકારથી ગુજરાતી થઇ તે પૂરી રીતિયે હું અહિં દેખાડી શકતો નથી, પણ નામનાં અને ક્રિયાપદનાં રૂપોનાં મૂળ વિષે જે વિશેષ સમજવું જોઇએ તે લખિયે છિયે, અને એની સાથે શબ્દના કોઇ વિકાર દેખાડિયે છિયે.

अ. વિસર્ગ = સ્, એનો ઓ થાય; सारस्—सारः, સારો; दृष्टस्—दृष्टः, દીઠો (૧૦૮). વળી, એ થાય;—कः, કે; यः, જે; स्वतः, પોતે; आत्मानः, આપણે (૧૨૧).†

आ. ह (વિસર્ગને કંઇ મળતો ઉચ્ચાર) ઓ થાય;—महत्, મોટું; महर्घः, મોઘો (૨૩૧).

इ. ख, घ, थ, ध, भ, એમનો હ થાય;—मेघ, મેહ; भू, હો; (अ) भूत, હોત; बधिरः બહેરો (= બહિરો, इ નો ગુણ થયો છે); गाथा, ગાહા; मुख, મોહ—મ્હો; कथ, કહ, કહે. પછી, કોઇ વેળા, આ "હ" નો ઓ થાય; हसथ, પ્રાકૃત हसह, ગુજરાતી હસો.

---

* [ભાષાના વિકાર સંબંધી, એટલે ૧૦૭ મી થી તે ૧૨૧ મા કલમ સુધી બીજી આવૃત્તિમાં જેટલું લખેલું હતું તેટલુંજ આ ત્રીજી આવૃત્તિમાં પણ લખેલું છે. હવે બીજી આવૃત્તિને નિકળ્યાને ચોત્રીસ વરસ થયાં છે અને તેટલાં વરસની અંદર ભાષાતત્ત્વવિદ્યાનું જ્ઞાન વિશેષ વધી ગયું છે માટે અગાઉ ખરી મનાએલી કેટલીએક વાતો હાલમાં શક ભરેલી જણાય છે].

† ઉદાહરણના અમુક શબ્દમાં વિકારના અનેક નિયમ ચાલ્યા હોય. પ્રત્યેક વિકારનો ખુલાસો, કે વર્ણન, આ ખંડકના જુદા જુદા અક્ષરની આગળ જોઇ લેવા. જેમ आत्मानः = આપણે, એમાં त्मनो પ થયો, તે "छ" માં કહેલું છે. न = ણ "ग" માં આવે છે; स् = એ, "अ" માં. વળી, प्रतिरद् = પડત્રો; प्र = પ, "छ" માં કહેલું છે; त = ડ "ग" માં; इ નો વિકાર "क" માં; प = વ, "उ" માં; इના લોપ વિષે "ई" માં; અંત્યે ઓ ની વૃદ્ધિ "ड." માં.

इ. क, ग, च, ज, त, द, प, ब, य, व, એમનો વ્યંજન ઉડી ગયે સ્વરનો य થાય,- અથવા સ્વરનું સંધિકાર્ય બીજા સ્વરની સાથે થાય, અથવા સ્વર વિકાર વિના પૃથક રહે; नियम, નિઅમ, નેમ, નીમ; मयुर, મઉર, મોર; नगर, નયર, નઇર, નેર, (જેમકે चंपानगर, चंपानेर); वचन, બયણ, વઅણ, વેણ; नयन, નેણ; हसति, હસઇ, હસે; कुंभकार, કુંભાર, કુંમાર; कोऽपि, કોઇ. य એ કરી લખાય છે, वयणं, વેણ; नयन, નેણ; रजनी, रयनी, રેણ;

ऊ. म् ને આદિક સાનુનાસિક અક્ષર અનુસ્વાર થાય;-सारम्, સારૂં; (अ)हम्, હું; हसामि, હસું; साराणि, સારાં; पंचसतानि, પાંચસેં (૧૦૮. ૧૦૯.) किमपि કંઇ; वरम्, વારૂં.

ऊ. अ નો ઉ;-सारं, સારૂં; (अ)हं, હું; हसामि, હસું.

य નો જ; योग्य, જોગ; यः, જે; यमुना, જમુના; म(दि) य મજ. જોડાક્ષરમાં य આવે, અને એક વ્યંજન ઉડી ગયા પછી રહેલો य જ થાય;-अद्य આજ (छ); संध्या, સાંજ-સાંઝ.

र નો ળ;-हरिद्रा, હળદર; सु(कु)मारः, સુમાળો, સુવાળો; अंगुरि. [આંગળી

व, प, નો મ;-कवाट, कपाट, કમાડ; प्राप, પામ.

प નો વ;- कुपः, કૂવો; मा(ता)पितरौ, માવિતરો; प्रतिप(द) પડવો. सपा(द), સવા.

त નો ળ;- पीतं, પીળું; अतसी, અળસી; सातवाहन, સાલવાહન.

पाश्चात्य પાછળ; [ अधस्तात् હેઠળ? એટલે अ લોપ થયે(औ), ध હ થયે (इ), स्त ઠ થયે (ए, ग) અને त ળ થયે?]; अग्रतः, આગળ; विद्युत्, વિજળી.

ष નો ખ;-भाषते=भाष(त्)ए, ભાખે, हर्ष, હરખ; विषे, વિખે.

स નો હ;-સાધારણ બોલીમાં સારૂં=હારૂં; स्नान, હનાન; (अ)स्यां, હ્યાં.

स નો ર;-बहिस्, બાહેર, બહાર.

ह નો શ;—हीतुम्, શરમાવું; હિંદી, ફારશી, "શરમ" મેળવીને જોવું.
य નો લ;—यष्टिः, લાઠી.

ए. ઊષ્માક્ષરની સાથે કોઇ અલ્પપ્રાણી વર્ણ મળી જોડાક્ષર થાય તો શ, ષ, સ નો હકાર થાય, પછી અલ્પપ્રાણીની સાથે સંગ કરી તેને મહાપ્રાણી કરી નાખે—लक्ष्मी, (લક્હમી) લખમી, એનું વળી લછમી થાય; काष्टं, કાઠ; पृष्ट, પૂઠ; दष्टः દીઠો; हस्त, હાથ; मस्तकं, માથું. पश्च, પાછ; पाश्चात्य, પાછળ. એ રીતે વિકાર થયલા અક્ષરના પૂર્વસ્વરની દીર્ઘતા બહુધા થાય છે (छ).

ऐ. એક અર્થના બે પ્રત્યયો સંગે મળે; જેમકે, આ+ઓ = આઓ; આં+ઓ = આંઓ (૭૩).

ओ. કોઇ નવો પ્રયોગ ભાષામાં ચાલે;—સંસ્કૃતમાં ષષ્ઠીનો પ્રત્યય अस् એમાં જાતિભેદનો અર્થ નથી; પણ એનો ગુજરાતી અપભ્રંશ ઓ, એને નરજાતિનો અર્થ વળગ્યો,—પછી એની સાથે નારી અને નાન્યતરજાતિના પ્રત્યયો, ઇ, ઉં, ચાલ્યા (૧૧૪, ૧૧૫).

औ. શબ્દની આદ્યે, મધ્યે, અન્તે અક્ષર ઉડી જાયઃ—**आद्ये** (अ)हं, હું; (अ)रण्य, રાન; (इ)रिण, રણ; (अ)न्य, ને.

**मध्ये.**—मा(ता)पितरौ, માવિતરો; को(ज)न, કોણ; ग(दी)य, ગજ (૧૧૮); अद्यापि = अद्य(आप)इ, અજી; कोऽपि—को(प)इ, કોઇ; पंचश (ता)नि, પાંચસેં (उ); चत्वार—च(त्व्)आर, चार; ए(व)म्, એમ.

**अंते.**—श(तं), શો; प्रतिप(द्), પડવો; ताव(त्), તેવો; याव(त्), જેવો; आत्म(न्), આપ; राज्यं—राज् (यं), રાજ; करिष्यामि—करिष् (यामि), કરીશ.

**अंते** અને **मध्ये.** ए(ता)व(त), એવો (૧૨૧);

क. પ્રત્યયનો એક ભાગ રાખ્યો બીજો તજ્યો હોય (૧૦૪); શબ્દનો કે પ્રત્યયનો અંત્ય સ્વર હ્રસ્વ હોય તો તે વ્હેલો ઉડી જાય ;–साराणि–साराणू(इ),સારાં; शिवे(न), શિવે; हसामि–हसाम्(इ),હસું(उ); हसाति–हस(त्)इ, હસે (અ+ઇ=ए); हसन्ति–हस(न्त)ई, હસે.—એજ ધોરણે प्रीति, रीति, जाति, वस्तु, हेतु, ऋतु,–પ્રીત, રીત, જાત; વસ્ત, હેત, રત–ઋત.

ख. બધો પ્રત્યય કોઈ વેળા ઉડી જાય :—ब्राह्मण(स्) બ્રાહ્મણ; देव(स्) દેવ; राक्षस(स्) રાક્ષસ; वचन(म्) વચન; भुवन(म्) ભુવન.

ग. દંતસ્થાની અક્ષર બહુધા મૂર્દ્ધન્ય થાય છે (આ વિકારની સાથે અઘોષ ઉચ્ચારને સ્થળે કોઇ વેળા ઘોષ દેખાય છે; ज); पत, પડ; दोल, ડોલ; वर्त्म,—वर्तन, વાટ; ऊन, ઊણુ; प्रतिपद्, પડવો; वृद्ध:, વડો; तेन–येन, તેણે–જેણે; वचनं, વેણ; (इ); नयन, નેણ; रसना, રસણા; आत्मन:, આપણે; [આ શબ્દમાં વળી વિકાર કરીને, એટલે ણકારનો ડકાર કરીને, કોઇ લોક **આપડે** કહે છે. એવો અશુદ્ધ વિકાર બીજા શબ્દોમાં પણ કરતા હશે]; घन:, ઘણો; आज्ञा. આણ.

घ. મૂળનાં ભિન્ન રૂપો અભિન્ન થઇ જાય છે; સંસ્કૃતમાં તૃતીયાનો પ્રત્યય एन, અને સપ્તમીનો ए, બેહુ ગુજરાતીમાં એ થાય છે; हस्तेन–हस्ते, હાથે.

અકારાંત, ઇકારાંત, હલંતાદિ સંસ્કૃત નામનાં વિવિધ રૂપાખ્યાનો થાય છે; આ ભિન્નતા ગુજરાતીમાં નથી. વળી સંસ્કૃતમાં વિભક્તિના પ્રત્યય એકવચનમાં જે છે, તેઓ અનેક વચનમાં નથી, ગુજરાતીમાં બેહુ વચનમાં તે ને તેજ પ્રત્યયો વપરાય છે; એકવચને તૃતીયા अश्वेन–ઘોડે, અનેકવચને अश्वै: ઘોડાઓએ; એકવચને ષષ્ઠી अश्वस्य–ઘોડાનો, અનેકવચને अश्वानाम्–ઘોડાઓનો.

પ્રથમાના અનેકવચનના ઓ પ્રત્યયની સાથે ઇતર વિભક્તિના પ્રત્યયો ગુજરાતીમાં બોલવામાં આવે છે, પણ એ રૂઢિ સંસ્કૃતમાં નથી.

એમજ ક્રિયાપદનાં રૂપોમાં થાય છે; વર્તમાનકાળ દ્વિતીય પુરૂષ सृजथ, શક્યાર્થે सृजेत, આજ્ઞાર્થે सृजतु—सृजत = ગુજરાતી સર્જો.

સંસ્કૃતમાં વિશેષ્યનામની સાથે વિશેષણ આવે છે, ત્યારે વિશેષ્ય વિશેષણ, બેહુની સાથે વિભક્તિના પ્રત્યય વપરાય છે: ગુજરાતીમાં વિશેષણની સાથે પ્રત્યય બોલવાંની રૂઢી બંધ પડી છે; धवलात् घोटात्, ધોળાથી ઘોડાથી, એટલે ધોળા ઘોડાથી. પણ પ્રથમા, તૃતીયા, અને ષષ્ઠીમાં સંસ્કૃતની રૂઢિ ગુજરાતીમાં ચાલે છે; धवलः घोटः ધોળો ઘોડો—धवलेन घोटेन—धवले घोटे, ધોળે ઘોડે; धवलानि अंडाणि, ધોળાં ઇંડાં; धवलं अंडं, ધોળું ઇંડું.

ङ. કોઇ શબ્દમાં સ્વરનો ગુણ કે વૃદ્ધિ થાય છે; पंच, પાંચ; द्वि, બે; विक्रीतं, વેચેલું; पंचशतानि, પાંચસેં; मुक्ता, મોતી; मुद्गर:, મોગરો; गृह, ઘર.

કોઇ શબ્દમાં અંત્યાક્ષરનો લોપ થયા પછી તેને સ્થળે સ્વર આવે છે; शतं, શો; प्रतिपद्, પડવો. અક્ષરના લોપ વિના પણ અંતે સ્વર વધે; तेन—येन, તેણે—જેણે; विद्युत्, વિજળી.

च. કોઇ વેળા બે શબ્દો એવા મળી જાય કે તેમનું પૃથકપણું સહેલું ધ્યાનમાં આવતું નથી; कुंभकार:, કુંભાર; देशाधिकारी, દેશાઇ; स्वतः (स्व + तः) પોતે. સંખ્યાવાચક શબ્દોમાં એના ઘણાં ઉદાહરણ છે; एकादश, અગ્યાર; द्वादश, બાર; षोडश, સોળ.

छ. જોડાક્ષર અસવર્ણ હોય તો સવર્ણ જોડાક્ષર થાય છે; यष्टि:, લટ્ઠી લાઠી; सप्तदश, સત્તર. પણ વિશેષે કરીને જોડાક્ષરનો એક વ્યંજન ઉડી જાય છે, અને તેને સ્થળે પૂર્વસ્વરમાં દીર્ઘતા થાય છે; कर्म, કામ; सप्त, સાત; कार्य, કાજ; अस्तिकं, હાડકું; अग्नि, આગ; पक्वं પાકું; सन्ध्यां, સાંજ—સાંઝ.

સ્વરની દીર્ઘતાની સાથે ઘણાએક શબ્દોમાં મીંડું વધે છે; वक्रं, વાંકું; अक्षि, આંખ.

જોડાક્ષરનો એક વ્યંજન ઉડી જાય; प्रतिपद, પડવો. त्रयोदश, તેરસ જોડનો એક અક્ષર ઉડી ગયા પછી જે વર્ણ રહ્યો છે, તે નમ્ર ઉચ્ચારનો હોય, તો ઘણુએક શબ્દમાં ઉચ્ચાર કંઇ કઠણ થાયછે; द्वि, બે (વનો બ થયો); आत्मानः, આપણે (મનો પ થયો); स्वतः, પોતે; (વ નો પ થયો); नृत्य, નાચ; ताम्र, તાંબું; आम्र, આંબો, (મૂળ 'म्र' નો म्म થયાં પછી મ્ નો અનુસ્વાર અને મ નો બ). કોઇ વેળા એવી કઠણતા બનતાં અક્ષરનું સ્થાન બદલાય; स्तंभ, ખંભ; स्तंभावति, ખંભાયત, ખંભાત; पर्याण, પલ્યાણ, પલાણ; युग्म, જોડ; मत्स, માછલું; वत्सकः, વછેરો. [ એને કંઇ મળતું— स्ते, છે; स्यात, છો; षष्, છ; सत्, છત ].

ञ. અઘોષાક્ષર ઘોષ થાય; मुकुट, મુગટ; एकादश, અગ્યાર; दुःखता, દુગધા–દુધધા–દુગ્ધા; सकल, સઘળું; काकक:, કાગડો; (भक्त, ભગત; उपकार, ઉપગાર;) चम, જમ; वट, વડ; कपाट, કમાડ; घोटः, ઘોડો; कोऽपि, કોણી (ग).

झ. કોઇ શબ્દમાં મૂળનો ઘોષાક્ષર અઘોષ થયલો દેખાય છે; वृद्धं, વત્તું. सार्द्ध, સાથે. सार्थे, એ શબ્દ પણ સંસ્કૃતમાં ચાલે છે.

ञ. કોઇ વેળા म નો ल થાય છે; प्रथमः, પહેલો.

ट. પ્રકૃતિ તથા પ્રત્યય વચ્ચે આગમ અક્ષર આવે; मधु-न्-ए, मधुने = મધ-નૂ-એ, મધને; કેટ-લ્-ઓ, કેટલો, (૧૧૨. ૧૨૧).

## નામનાં જાતિ વચન વિભક્તિના પ્રત્યય વિષે.

૧૦૮. જાતિ વચન વિભક્તિ આદિના ભેદ જણાવવા સારૂ જે અક્ષર શબ્દને છેડે લખાય છે તે પ્રત્યય (प्रति, બાજુએ; अय, આવનાર) કહેવાય છે. એઓ શબ્દથી પૃથક પૃથક કરીને વપરાતા નથી; પૃથક કરી બોલિયે કે લખિયે તો અર્થ થતો નથી. તોય પણ એઓ અર્થ રહિત નથી; શબ્દની સાથે બોલતાંજ અર્થ જણાય છે. સંસ્કૃત, ઝંદ, ગ્રીક, લાટીન, હેબ્રી આદિક પુરાતન ભાષાઓમાં

પ્રત્યયો વપરાય છે. એ ઉપરથી એવું સમજવું નહિ કે ભાષાની ઉત્પત્તિના સમયથીજ એવું છે. બધા પ્રત્યય મૂળે પૃથક શબ્દ હશે, અને બીજા શબ્દની પેઠે જૂદા જૂદા વપરાતા હશે. પહેલાં તેઓમાં અક્ષર કંઇ આધિક હશે, પણ પળ પળના વ્યાપારમાં તેઓનાં રૂપ ટુંકાં થઈ ગયાં, અને તેમનો પૃથક અધિકાર પડી ગયો, માટે તેઓ પ્રત્યયરૂપે ભાષામાં રહ્યા. ઘણીકવાર એવું સંભવે કે પ્રત્યય સમૂળ જડી જાય; પણ જ્યાંથી પ્રત્યય લોપ થયો ત્યાં તેનો અર્થ રહે છે, માટે જો પ્રત્યય નહિ લખાય કે બોલાય, તોય તે હોય એવું સમજવું (૭૮, ૭૯). સંસ્કૃતાદિ પુરાતન ભાષાઓમાં પ્રત્યયની સંખ્યા ઘણી છે. ભાષાના વિકાર થતાં જૂની પ્રાકૃતમાં પ્રત્યયોની સંખ્યા ઘટી. ગુજરાતીમાં સંખ્યા બહુજ થોડી થઇ છે; વળી જે પ્રત્યયો રહ્યા તેમના અક્ષરમાં વિવિધ પ્રકારે ફેર થયો છે.

કોઇના ધારવામાં એવું છે કે વિભક્તિ અને વચનના પ્રત્યયો મૂળે સર્વનામ હતા. આ મતને જોઇએ તેટલાં પ્રમાણ મળ્યાં નહિ હોય, તોયપણ પ્રમાણ જેવું કંઇ છે ખરૂં. સંસ્કૃતમાં પ્રથમાના એકવચને તૃતીયપુરૂષનું દર્શકસર્વનામ स: છે; એના વિકારથી—

**પ્રથમાના એકવચને નરજાતિનો પ્રત્યય 'स्.'** સંસ્કૃતની સજાતીય ગ્રીક, લાટીન, ગોથિકાદિ આર્ય ભાષાઓમાં એજ પ્રત્યય દેખાય છે. એનો ઉચ્ચાર સંસ્કૃતમાં કંઇ નમ્ર થાય છે, માટે વિસર્ગ રૂપે લખાય છે, वृकस्=वृक:. છંદમાં આ પ્રત્યય વત્તો નમ્ર થઈ 'उ' થયો. અકારાંત શબ્દના અંત્યસ્વરની સાથે 'उ' નો સંધિ થયે ओ થયો, वृक:=वेहक+उ, वेहको, વરૂ. જૂની પ્રાકૃત ભાષામાં પણ ओ વ્યુત્પન્ન થયો, वृक्ष:=वच्छो, વૃક્ષ. ગુજરાતીમાં પણ स् નો ઓ થયો છે; घोट:, ઘોડો; सार:, સારો; दृष्ट:, દીઠો. કેવળ નરજાતિયે એકવચન પ્રથમામાં નહિ, પણ અનેકવચનમાં, અને ષષ્ઠી વિભક્તિમાં, એજ નિયમ લાગુ થયો. આ વિકારનો આધાર મૂળ ભાષામાં પણ મળે છે, अ: ની આગળ अ અથવા ઘોષાક્ષર આવે તો ओ થાય છે; क: अत्र=कोऽत्र, કોણ અત્ર? सुत: मम=सुतो मम, મારો સુત; क: गत:=को गत:, કોણ ગયો (૧૦૭ अ).

**નારીજાતિનો પ્રત્યય.** સર્વનામ 'सा,' એની સાથે 'आ' પ્રત્યય મેળવો; ई પ્રત્યય પણ ચાલે છે; सुतः, सुता; પણ पुत्रः, पुत्री. ई પ્રત્યય ગુજરાતીમાં સાધારણે ચાલ્યો. જે શબ્દોમાં "આ' દેખાય છે તેઓ સંસ્કૃતમાંથી એમનેએમજ લીધેલા છે; જેમકે, ગંગા, માયા, આશા; અથવા સંસ્કૃત રૂપ ઉપરથી ઘડેલા હશે; જેમકે काय:–'यं ઉપરથી કાયા. સજાતીય ગ્રીક લાટીનાદિ ભાષાઓમાં आ, ई, (ए), પ્રત્યયો ચાલે છે. મૂળે આ પ્રત્યયોની સાથે સકાર વપરાતો હશે, પણ થોડાજ શબ્દમાં તે રહ્યો છે.

અકારાંત શબ્દમાં નરજાતિ રૂપને ઓ હોય કે ના હોય (૫૮, ૨. ૬૦), તેમને નારીજાતિનો પ્રત્યય લાગે તો ઈ આવે છે; ઘોડો, ઘોડી; દેવ, દેવી. કોઈએક શબ્દમાં સંસ્કૃત આ પ્રત્યય રહ્યો છે; સુત, સુતા.

ઘણાએક શબ્દમાં 'ई' પ્રત્યયની સાથે નકાર આવે છે. આ નકાર મૂળે પ્રત્યયમાં નહિ પણ પ્રકૃતિનો* અંત્યાક્ષર છે. નર૦ माली–मालिन्, નારી૦ मालिनी, માલિની – માલન્ય – માલણ – માલેણ, ઇત્યાદિ વિધ વિધ અપભ્રંશ. એમજ, वागुरी–वागुरिन्, वागुरिणी, વાગરણ્ય – વાગરણ ઇ૦. (कोली–कोलिन्–कोलिनी, કોળણ્ય – કોળણ ઇ૦ ? ); राजा–राजन्, राज्ञी, રાણી.

પણ સંસ્કૃતમાં आनी પ્રત્યય પણ ચાલે છે; ब्रह्मा–ब्रह्माणी; रुद्र :– रूद्राणी. એ ઉદાહરણ ઉપરથી, ઠાકોર—ઠકરાણી; ગોર, ગોરાણી.

મૂળમાં જ્યાં નકાર નથી દેખાતો, ત્યાં પણ ગુજરાતીમાં કોઇ વેળા દેખાય છે. સં૦ व्याघ्री, ગુ૦ વાઘેણ.

'ઊંટડી' આ શબ્દમાં ડકાર સંસ્કૃત क નો અપભ્રંશ છે; उष्ट्रः, ઊંટ; उष्ट्री–उष्ट्रिका, ઊંટડી. એમજ રીંછડી, પાટડી ઇ૦.

वती પ્રત્યય પણ ચાલે છે; સંસ્કૃતમાં એનું નરજાતિરૂપ वान् અને નાન્યતરરૂપ वत् છે; નર૦ गुणवान्, નારી૦ गुणवती, નાન્ય૦ गुणवत्. वतीને સ્થળે કોઇ वन्ती કહે છે; રૂપવંતી.

---

* પ્રકૃતિ અને પ્રત્યય એવે નામે શબ્દના બે ભાગ હોય છે; घोटस्, ઘોડો, એઓમાં स् એ પ્રત્યય, घोट ઘોડ પ્રકૃતિ ગણાય છે.

ઇ **नान्यतरजातिनो प्रत्यय.** સંસ્કૃતમાં દર્શક સર્વનામ **सः** નું નપુંસકરૂપ 'तद् છે.' ઝંદ, લાટીન, ગોથીક આદિ સજાતીય ભાષાઓમાં પ્રત્યયરૂપે તકાર છે;' પણ આ રૂપ થોડું દેખાય છે. ઘણુંકરીને સંસ્કૃતમાં પ્રત્યય મકારથી થાય છે; લાટીન અને ગ્રીકમાં પણ સાધારણ પ્રત્યય અનુનાસિકાક્ષર છે. મૂળનો મકાર ગુજરાતીમાં અનુસ્વાર થાય છે, વળી પૂર્વસ્વર અ નો ઉ થાય છે; **सारम्** સારૂં; **दृष्टम्**, દીઠું. (૧૦૭ ઉ, ઊ).

**ટીકા.** ઘણાએક શબ્દમાં એકવચને પ્રથમાનો પ્રત્યય સમૂળ ઉઠી જાય છે; **देवः**, દેવ; **राक्षसः**, રાક્ષસ; **शिवः**, શિવ; **शब्दः**, શબ્દ; **गुरुः**, ગુરૂ; **भूः**, ભૂ;—**कुलम्**, કુલ; **गृहम्**, ઘર; **मूलम्**, મૂળ. પ્રત્યયની સાથે શબ્દનો અંત્યાક્ષર કોઇ વેળા પડી જાય છે. **अग्निः**, અગ્નિ—આગ; **रीतिः**,—રીત; **प्रीतिः**, પ્રીતિ—પ્રીત; **ऋतुः**, ઋતુ—રત; **जातिः**, જાતિ-જાત; **नित्यम्** નિત્ય—નિત. પ્રથમાનો પ્રત્યય ઉડી ગયો તો પણ પ્રથમાના સંબંધનો અર્થ રહે છે (૭૮); આ અર્થ દર્શકાર્થ છે, કોઇ પદાર્થ પ્રાણીનું નામ લઇને તેને દેખાડતા હઇએ એવો અર્થ થાય છે. પ્રથમાનો પ્રત્યય મૂળે દર્શક સર્વનામ હોય એવું ધારનારા આ અર્થ ઉપર વિચાર ચલાવીને પ્રમાણ દેખાડવાનું કરે છે.

કોઇ વેળા જે શબ્દમાં મૂળે પ્રત્યય નથી તેને ગુજરાતીમાં પ્રત્યય લગાડેલો છે; **प्रतिपद्**, પડવો.

૧૦૯. **अनेकवचन, प्रथमा अ).** અનેકતા દેખાડવા સારૂ એકવચનના **स्** પ્રત્યયની પૂર્વે અકારની વૃદ્ધિ થઇ; એકવચન **स्**, અનેકવચન **अस्**; **अश्वः** ઘોડો; **अश्वास्**, ઘોડાઓ. આ પ્રત્યય એજ અર્થે બીજી સજાતીય ભાષાઓ—ગ્રીક, લાટીન, ગોથિક આદિમાં વિવિધ રીતે દેખાય છે. ઝંદમાં એકવચનમાં થતું તેમ અનેકવચનમાં પણ ઘણાક શબ્દોમાં **ઓ**; ગુજરાતીમાં પણ **ઓ**. (૮૧, કોષ્ટક; ૧૦૭ અ).

આ). પણ જે શબ્દને એકવચનમાં **ઓ** નરજાતિ પ્રત્યય લાગે છે તેમના 'અનેકવચનમાં **ઓ** પ્રત્યય નથી લાગતો, પ્રકૃતિના અંત્યસ્વરની વૃદ્ધિએ કરીને અનેકતા દર્શાવાય' છે; ઘોડો—ઘોડા. આ જૂની રીતિ છે, અને પ્રાકૃતમાં અકારાંત નામમાં ચાલે છે; એકવચન **वच्छो**, અનેકવચન **वच्छा**; પણ

'આં' ની સાથે ગુજરાતીમાં 'ઓ' પણ વાપરવામાં આવ્યો છે, ઘોડા-ઘોડાઓ (૭૩). આ નવી રૂઢિ સંસ્કૃતની સાથે સંબંધ દેખાડે છે; घोट+अस = ઘોડ+અઓ—ઘોડાઓ.

इ. નરજાતિએ વિશેષ્યની સાથે વિશેષણ આવે તો તેને ઓ નથી લાગતો; સારા ઘોડા, સારા ઘોડાઓ.

નારી જાતિ પ્રત્યય ઈ ની સાથે 'ઓ' આવે, ઘોડીઓ. વિશેષણ હોય તો ઓ બોલાય અથવા પડતો મૂકાય, **સારી ઘોડીઓ**, અથવા **સારીઓ ઘોડીઓ.**

ई. જે શબ્દને ઉં નાન્યતરજાતિનો પ્રત્યય લાગે તેને સ્થળે અનેકવચનમાં અં કે **આં** આવે છે; ઈંડું-ઈંડાં. સંસ્કૃતમાં નાન્યતરજાતિનો પ્રત્યય इ, એની સાથે આગમ अन् આવ્યાથી अनि થાય છે; એકવચન वचनम्, અનેકવચન वचनानि. ગુજરાતીમાં સંસ્કૃત પ્રત્યયનો અંત્યસ્વર ઉડી જાય છે, પછી નકાર અનુસ્વાર થઇ અને માથે લખાય છે; એમ ઇંડ+અં = ઈંડાં (૧૦૭ ઉ).

शतम्, સો, આ શબ્દ સંસ્કૃતમાં નાન્યતર છે; અનેકવચનમાં शतानि થાય છે, त्रीणि शतानि, ત્રણસેં. ગુજરાતીમાં शतानि નો અપભ્રંશ નામની રીતિ પ્રમાણે થતો નથી, અંત્યસ્વર ઉડી જતો નથી પણ તેનો ગુણ—ઇનો એ—થાય છે, ता નો લોપ થાય છે (૧૦૭ ઓ), નકાર અનુસ્વાર થઇ સે ને માથે લખાય છે, એમ शतानि = સેં (૧૦૭ ઉ). સેં ને સ્થળે કોઇ લોક સો વાપરે છે, પાંચ સેં, કે પાંચ સો.—पंच शतानि = પ્રાકૃતમાં પંચ સઆંઇ.

ચરોતરમાં ઘણાએક અકારાંત નાન્યતર નામને એકવચનમાં ઉં પ્રત્યય નહિ હોય તો પણ અનેકવચનમાં **આં** લાગે છે; ગીતાં, મૂળાં, ખેતરાં, પાતરાં, ઘરાં.ઇ૦. આ શબ્દોના એકવચનનો પ્રત્યય ઉડી ગયો હોય, તો પણ જૂની ગુજરાતીમાં દેખાય છે, "ગીતું, મૂળું" ઇ૦; એમ કાલાંતરે ભાષામાં અધિક અધિક વિકાર થતો જાય છે, પણ કોઇ કોઇ પ્રાંતની ભાષામાં જૂની ભાષાનો અને મૂળની સાથેનો સંબંધ વધારે રહે છે.

उ. અં પ્રત્યય મૂળે નાન્યતર જાતિનો, અને ઓ નર અને નારી જાતિનો છે. પણ ઓ પ્રત્યય ગુજરાતીમાં સાધારણ જેવો થયો છે, માટે એને અં ની સાથે કોઇ લોક મેળવીને બોલે છે; જે૦ છોકરાંઓ (૮૨). એવું કરવામાં ઉપયોગ જણાતો નથી.

કોઇ લોક, વળી, એકવચનમાં **અં** વાપરે છે, "એક છોકરાંનો બાપ" નરજાતિનાં અને નાન્યતરજાતિનાં રૂપમાં ભેદ દેખાડવા સારૂ તેઓ એવું કરતા હશે, પણ મૂળ ભાષામાં એનો કશો આધાર મળતો નથી. સંસ્કૃતાદિ ઘણી ભાષાઓમાં નાન્યતર જાતિનાં રૂપો નરજાતિનાં જેવાં છે. એ કારણથી, હિંદુસ્થાની ભાષામાં મૂળની અસર આટલી લાગી કે તેમાં કેવળ નર નારીનો ભેદ દર્શાવાય છે, નાન્યતરનો ભેદ સમૂળ ઉડી ગયો છે.

૧૧૦. **द्वितीया**. સંસ્કૃતમાં એનો પ્રત્યય નાન્યતર જાતિની પ્રથમાના પ્રત્યય જેવોજ છે, એટલે **म्**; નાન્યતર પ્ર૦, નર અને નાન્યતર દ્વિ૦ **सारम्**; નારી પ્ર૦ **गंगा**; દ્વિ૦ **गंगाम्**. ગુજરાતીના સાધારણ નિયમ પ્રમાણે એનો ઉં થવો જોઇયે. પણ 'ઉં' કેવળ નાન્યતરને અર્થે ભાષામાં રહ્યો; નરજાતિમાં અને નારીજાતિમાં દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય ઉડીજ ગયો. તોય પણ દ્વિતીયાને અર્થે કેવળ પ્રકૃતિ ચાલી નહિ, પ્રથમાનું રૂપ દ્વિતીયાને અર્થે વાપરવામાં આવ્યું (૧૦૭ ख). સંસ્કૃતમાં પણ ઘણીવાર પ્રથમા દ્વિતીયા એકજ રૂપની થાય છે.

કોઇના ધારવામાં એવું આવે છે કે દ્વિતીયાનો પ્રત્યય **ને** છે. પણ આ પ્રત્યય ચતુર્થીનો છે. ચતુર્થીમાં ઘણીક વાર કર્મનો અર્થ ભળે છે, માટે દ્વિતીયાને સ્થળે ચતુર્થી વપરાય છે; જેમકે 'તરવાર ફેરવ,' કે 'તરવાર**ને** ફેરવ' 'પથર ફેંકુંછું,' કે 'પથર**ને** ફેંકુંછું,' 'માણસ મોકલું,' કે 'માણસ**ને** મોકલું.' '**ને**' પ્રત્યયની સાથે કર્મનો અર્થ ભળે છે, માટે તે દ્વિતીયાનો પ્રત્યય થયો એવું કહિયે તો વ્યાકરણમાં ઘોળ થાય છે. ઘણાક પ્રસંગમાં દ્વિતીયાને સ્થળે '**ને**' પ્રત્યય વપરાતો નથી; જેમકે–કથા કહું, ગીત ગાઉં, કામ કરૂં, વિચાર કરૂં. રસ્તો પકડું, વાટ જોઉં; એવામાં નામની સાથે '**ને**' પ્રત્યય વપરાય નહિ; કથા**ને** કહું ઇ૦ અશુદ્ધ છે.

૧૧૧. **तृतिया**. સંસ્કૃત અકારાંત શબ્દમાં તૃતીયાનો પ્રત્યય **इन**, સંધિ થયે **एन** છે; **शिव+इन**, **शिवेन**, શિવે. આ પ્રત્યય પ્રાકૃતમાં **एण**, **णा**, **ए**, **इ**, આવાં રૂપમાં દેખાય છે; **वच्छ्रणे**, **अग्गिणा**, **मालाइ**, **मालाए**,–**वृक्षे**, અગ્નિએ, માલાએ.

ગુજરાતી **જે**, **તે** આદિ સર્વનામોમાં **ણે** દેખાય છે; જેણે, તેણે ઇ૦ = સંસ્કૃત **तेन**, **येन**, इ०. અહિં ગુજરાતીમાં પ્રત્યયનો અંત્યસ્વર **એ** થયો છે. કોઇ

પ્રસંગમાં મૂળનો અંત્યસ્વર ઉડી ગયો, અને રહેલા નકારનો અનુસ્વાર થયો છે. કોઈ પ્રાંતમાં-ઘણુંકરીને કાઠિયાવાડમાં-ભરવાડે, ભેંસ, ૬૦ કહે છે. વળી જ્યાં મૂળ ભાષામાં નકાર નથી ત્યાં પણ ગુજરાતીમાં મિંડું આવે; જેમકે મેં, (કોઇ મે) તેં, સં० मया, त्वया.

તૃતીયાનો સાધારણ પ્રત્યય 'એ' છે. મૂળનો અંત્યાક્ષર 'न' ઉડી ગયો,- રહેલા इ નો ગુણ થયો; અથવા અકારાંત શબ્દના અંત્યસ્વરની સાથે સંધિ થયે (शिव + इ(न), शिवे) એ એ થયો, તે ભાષામાં સાધારણે ચાલ્યો (૭૯,૮૧,૮૨).

જે વિશેષણને પ્રથમામાં ઓ, ઉં, પ્રત્યય લાગે છે તેમને તૃતીયામાં એ લાગે; ધોળે ઘોડે, ધોળે ઇંડે; એ સંસ્કૃત રીતિ પ્રમાણે છે, धवलेन घोटेन, धवलेन अंडेन (૧૦૭, ઘ). વિશેષ્યનું તૃતીયામાં એક રૂપ આએ છે; જે० ઘોડાએ આ રૂપની સાથે વિશેષણને 'એ' પ્રત્યય લાગતો નથી, પણ પ્રકૃતિના અંત્યસ્વરની વૃદ્ધિ થાય છે.; ધોળા ઘોડાએ.

— ['તેણે કરીને' આ શબ્દો તૃતીયાને સમાનાર્થે ચાલે છે. એ तेन करणेन, એનો અપભ્રંશ હશે?]

૧૧૨. **चतुर्थी.** સંસ્કૃતમાં અકારાંત શબ્દને ચતુર્થીમાં य પ્રત્યય લાગે છે, પ્ર० शिवः च० शिवाय; સાધારણ પ્રત્યય ए છે; પ્ર० पितृ, च० पित्रे; પ્ર० वाच्, च० वाचे. આ રીતિ ગુજરાતીમાં ચાલી હોત તો ચતુર્થી તૃતીયા જેવી થાત, માટે પ્રકૃતિ અને 'એ' પ્રત્યય વચ્ચે "ન્" આગમ અક્ષર લેવામાં આવ્યો છે; પુત્ર-ન્-એ = પુત્રને. એવું કરવાનો આધાર સંસ્કૃતમાં इ उकारांत નાન્યતર શબ્દમાં મળે છે; वारि-न्-ए = वारिणे, मधु-न्-ए = मधुने— પાણીને, મધને.

હિંદીઆદિ સદેશીય ભાષાઓમાં પણ ए પ્રત્યયની સાથે વિવિધ આગમ આવે છે;—हिंदीमां ह (न्ह); "मोहे (મને) मिली चुंबन न दीना;"— "कृपादृष्टि कर तिन्हे (તેને) निहोरा;" સિંધીમાં खे અને બંગાલીમાં રે, તે, એતે, એવા પ્રત્યય હોય એવું દેખાય છે. ગમે તે આગમાક્ષર વપરાય, પણ મૂળનો પ્રત્યય 'ए' રહે છે.

પ્રાકૃતમાં ચતુર્થીને સ્થળે ષષ્ઠી વાપરે છે; च० ष० अग्गिणो, अग्गिस्स = આગનો, આગને. આ ઉપરથી કદાચ સંભવ્યું હશે, કે હિંદુસ્થાનીમાં ચતુર્થીનો

પ્રત્યય કુ, કો, ષષ્ઠીના કા ને કંઇ મળતા ઉચ્ચારના છે. વળી, પ્રાકૃત स्स (अग्गिस्स, આગનો—'ને) આ ઉપરથી મરાઠી ચતુર્થીનો પ્રત્યય स આવ્યો હોય? જે રૂપ પ્રાકૃતમાં કોઇ વેળા ષષ્ઠીને અર્થે અને કોઇ વેળા ચતુર્થીને અર્થે ચાલતું, તે મરાઠીમાં કેવળ ચતુર્થીનેજ અર્થ રહ્યું. (મરાઠીમાં ચતુર્થીનો બીજો પ્રત્યય લા છે, તે જૂની મરાઠીમાં પૃથક્ શબ્દ જેવો દેખાય છે; लागीं લગીણ-લગી, એનો અપભ્રંશ. દાદોબાનું વ્યાકરણ પ્રસ્તાવના પૃ૦ ૬).

ટીકા. મારો એક દેશી મિત્ર મને સૂચના આપતાં એવું લખે છે, "મને તો 'ને' ષષ્ઠીના પ્રત્યયને સપ્તમીનો મળેલો લાગે છે; જેમ 'દેવને અર્થે આપ્ય,' તેનું 'દેવને આપ્ય.'" ચતુર્થીનો અને ષષ્ઠીનો લાગુ થયલો સપ્તમીનો પ્રત્યય એક 'ને' છે ખરા; અને જ્યારે ચતુર્થી તાદર્થ્ય છે ત્યારે તેમના અર્થ પણ મળી જાય એવા દેખાય; પણ બીજા પ્રસંગમાં એવો ખુલાસો લાગુ થતો નથી; 'હું તેને ચલાવું છું;' 'હું તેને બદલાવું છું;' 'હું તેને ફેરવું છું;' 'હું તેને બેસાડું છું' એવાં એવાં વાક્યમાં આ ખુલાસો કેમ લાગે?

૧૧૩. पंचमी. સંસ્કૃતમાં એનો પ્રત્યય अस् (अः), अत् છે; એ પ્રત્યયને મળતા અર્થનો નામયોગી तस् (तः) છે. મૂળે એઓમાં કોઇ સંબંધ હતો કે નહિ એ હું કહી શકતો નથી, પણ ભાષાની રૂઢિ પ્રમાણે પ્રત્યયને સ્થળે નામયોગી ચાલે છે; बलात्-बलतः, બળથી; अर्थात्-अर्थतः, અર્થથી, એ ઉપરથી ગુજરાતી પ્રત્યય 'થી.'

પ્રાકૃતમાં दो, त्तो, हि, दु ચાલે છે, वच्छत्तो, वच्छादो, वच्छाहि, वच्छादु = વૃક્ષથી. પ્રાકૃતનાં આ વિવિધ રૂપ ઉપરથી થયું હોય કે કોઇ પ્રગણામાં થો, થી. થું, વિશેષ્ય પદના લિંગ પ્રમાણે, ચાલે છે?

તકારનો સકાર થયે, અને स् (:) નો એ (૧૦૭ અ) થયે, હિંદુસ્થાનીમાં से, अर्थतः, અર્થસે.

૧૧૪. षष्ठी. સંસ્કૃતમાં એનો પ્રત્યય अस् (सः), અને અકારાંત નામમાં स्य છે; आत्मनस् (नः) આત્માનો; शिवस्य = શિવનો. ગ્રીક, લાટીન, ગોથિક, ઝંદ આદિ સજાતીય ભાષાઓમાં આ પ્રત્યય દેખાય છે. જેમ પ્રથમા વિભક્તિ વિષે બોલતાં કહ્યું હતું, કે ઝંદમાં स् નો ओ થયો તેમજ અહિં પણ स् નો ओ ઘણાક શબ્દમાં થાય છે; સં૦ आत्मनस् ઝં૦ आत्मनो; સં૦

नाम्नस् ઉ૦ नामनो; सं० वाचस्, ઉ૦ वाचो; सं० भरतस्, ઉ૦ वर्त्तो–वरतो.

એમજ પ્રાકૃતમાં स्स ની સાથે ઓ દેખાય છે, પણ ઓની પૂર્વે આગમ ણ આવે છે; સં૦ अग्नेस् પ્રાકૃત अग्गिस्स, अग्गिणो, આગનો. આ ઓકારની સાથે પ્રાકૃતમાં નરજાતિનો ભેદ નથી.

ગુજરાતીમાં ન આગમ વાપરવાની રીતિ સં૦ इ उ કારાંત નાન્યતર શબ્દની પેઠે (જે૦ मधुनस्, वारिणस्), અને જૂની પ્રાકૃતની પેઠે ચાલી. અને એની સાથે મૂળના સકારનો ઓ થયો. આ 'ઓ' ની સાથે જાતિભેદનો અર્થ ક્યારે ભળ્યો એ હું કહી શકતો નથી, પણ આ અર્થ ભળવાનું કારણ સમજતાં કંઇ કઠણ નથી; ષષ્ઠીનો અર્થ વિશેષણ સમાન છે, માટે જેમ ઘણાંએક વિશેષણને જાતિભેદદર્શક ઇત્યાદિ પ્રત્યય લાગે છે, તેમ એને પણ લાગ્યા. ષષ્ઠીનો ઓ પ્રત્યય—જેમાં મૂળે જાતિભેદનો અર્થ ન હતો—તે નરજાતિને વાસ્તે ઠર્યો; પછી, વિશેષણના નમુના પ્રમાણે, નારીને વાસ્તે ઈ, નાન્યતરને વાસ્તે ઉં મેળવી લેવામાં આવ્યા. (૧૧૫).

એક બીજું રૂપ તણો ચાલે છે; રાજાતણો = રાજાનો. એમાં 'તણ' આગમ હોય એવું મને લાગે છે.

પ્રથમ દ્વિતીય પુરૂષના સર્વનામમાં ષષ્ઠીનું એક ત્રીજું રૂપ, 'અરો, કે આરો' છે; એનો પણ 'અર' કે 'આર' આગમ હશે. એમજ નામનું એક ચોથું રૂપ 'કેરો' છે, એમાં 'કેર' આગમ હોય. 'અર' કે 'આર' માં ષષ્ઠીનો અર્થ નથી, પણ તે કેવળ આગમ છે. એનું પ્રમાણ એ ઉપરથી દેખાય છે, કે આ અક્ષર કેવળ ષષ્ઠીના અર્થમાં વપરાતા નથી, તૃતીયા તથા ચતુર્થીમાં પણ આવે છે; તૃ૦ 'તારે કરવું જોઇયે;' ચ૦ 'તારે આવવું પડશે.

૧૧૫. પણ ઉપરનું મત બધાને સમતું નથી. મારો એક મિત્ર લખીને એવી સૂચના આપે છે, કે "સં૦ देवानां (અનેકવચને ષષ્ઠી) તેથી દેવનાં–'ની–'નું થયું હશે." એના વિષે મેં ઘણો વિચાર કર્યો છે, પણ ખરા પ્રમાણ જેવું કંઈ ભાસતું નથી. ખરૂં છે, કે સંસ્કૃતમાં અનેકવચને નકાર આવે છે; લાટીન ગ્રીકાદિમાં પણ અનેકવચને ષષ્ઠીના રૂપમાં અનુનાસિક અક્ષર છે; ઇંગ્રેજીમાં પણ સર્વનામનાં રૂપમાં આવે છે, જે૦ Mine, Thine. વળી ષષ્ઠીને મળતા

અર્થના વિશેષણનો પ્રત્યય इन માં પણ નકાર છે, कुलीनः=કુળનો. એવાં એવાં અનેક કારણ ઉપરથી કોઇ શોધકને ભાસે કે આ વિભક્તિના નકારમાં ષષ્ઠીનો અર્થ હશે; તોય પણ પૂરી રીતિયે મન હા વાળતું નથી. ષષ્ઠીના નકારના ખરા ખુલાસાની સાથે 'તણ' એનો પણ જોઇએ, અને એની સાથે 'ગમ' આ શબ્દની જોડે, નારીજાતિના અર્થમાં કોઇ સર્વનામનું અસાધારણ રૂપ 'ણી' (તેણીગમ, એણીગમ, જેણીગમ, ૯૦), એનો ખુલાસો થશે.

વળી કોઇ ધારે છે કે 'કેર, આર–અર,' આં રૂપો કદાચ સંસ્કૃત क, क्रीन ની સાથે મળે; मामकः, मामक्रीनः=અમારો, અમકેરો. એની સાથે વળી હિંદુસ્થાની 'का' (घरका, उसका) મેળવવાને કરે છે. વળી સજાતીય ભાષામાં ષષ્ઠીના પ્રત્યયમાં રકાર આવે છે; જેમકે ઇંગ્રેજી Your, Their. પણ આ બધામાં જોઇએ તેવું પ્રમાણ મળતું નથી.

ષષ્ઠીના રકાર વિષે એક બીજી સૂચના છે. દકારનો ઘણીકવાર રકાર થાય છે; द्वाद (श) બાર, त्रयोद (श) તેર, सप्तद (श) સત્તર; એમજ मदीयः, त्वदीयः થી મારો, તારો (૧૧૮). હવે, જે વાત વિષે ભિન્ન ભિન્ન મત છે, તેમાં જૂદી જૂદી સૂચના જણાવતાં, મારૂં મત ઉપર, ૧૧૪ માં, દેખાડેલું છે.

મારવાડી અને બંગાળીના ષષ્ઠીના પ્રત્યયમાં રકાર આવે છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ગુજરાતી,** | કુતરાનો–કુતરાકેરો; | **બંગાળી,** | કુકુરેર; | **મારવાડી,** | કુતરારો. |
| ,, | હાથનો–હાથકેરો; | ,, | હાતેર; | ,, | હાથરો. |
| ,, | – –મારો; | ,, | આમારા; | ,, | અમારો. |
| ,, | –તેનો–તેકેરો; | ,, | તેનાર; | ,, | તેરો. |
| ,, | – –તારો; | ,, | તોમાર; | ,, | થારો. |

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં, એક બીજો વિચાર જણાવવાનો છે. ભાષાનો વિકાર થાય છે ત્યારે ઘણીકવાર એવું સંભવે છે કે કોઇ પ્રત્યયના ખરા અર્થનું સ્મરણ રહેતું નથી, માટે એક અર્થના બે પ્રત્યય સાથે કરી વપરાય છે. એમ ગુજરાતીના અનેકવચનાર્થ રૂપો બેવડાવ્યાથી 'આઓ, આંઓ,' થયા છે (૭૩). ઇંગ્રેજીમાં ષષ્ઠયર્થ પ્રત્યય એ રીતિયે બેવડાઇને Yours, Theirs. થાય છે. હવે સકારનો રકાર કોઇ વેળા થાય છે, માટે ગુજરાતી 'કેર' સંસ્કૃત क्रस ઉપરથી થયો હોય, युष्माक्रस तमकेर; પછી, એને 'ઓ' મળી, તમકેરો.

નામની સાથે આવનાર પ્રત્યય अस्, એનો 'અર' થઇ, પ્રથમા દ્વિતીયાનાં સર્વનામની સાથે આગ્ગો હોય, પછી એની સાથે ઓ વળગ્યો. એ માનવાને આ હરકત લાગે છે કે તૃતીયા તથા ચતુર્થીમાં 'અર' છે—'મારે;' માટે આ અક્ષરને કેવળ આગમ ગણવાને મન વત્તું થાય છે.

ષષ્ઠીનો અર્થ વિશેષણ સમાન છે, અને વિશેષણની પેઠે એને જાતિવચન વિભક્તિના પ્રત્યય લાગે છે.(૯૨). ષષ્ઠીનો પ્રત્યય પ્રથમાના જેવો કંઇ છે, અને કોઇ વૈયાકરણો ધારે છે કે બેહુ રૂપ એકજ સર્વનામથી વ્યુત્પન્ન થયાં છે, એટલે स થી. એવું હોય તો એક બીજા મતને કંઇ આધાર મળે, કે જ્યારે ષષ્ઠીની સાથે લોક જાતિવચન વિભક્તિના પ્રત્યય લગાડવા લાગ્યા, ત્યારે તેના મૂળ સર્વનામના લક્ષણ પ્રમાણે તેઓએ કર્યું. स સર્વનામને જાત્યાદિનો ભેદ લાગે છે, એનું સ્મરણ લોકમાં રહ્યું હોય, માટે તેઓએ તેથી વ્યુત્પન્ન થએલી ષષ્ઠીને વિશેષણના પ્રત્યયો લગાડ્યા.

— ૧૧૬. **सप्तमी.** સંસ્કૃતમાં એનો પ્રત્યય इ છે. અકારાંત નામના અંત્યસ્વરની સાથે સંધિ થયે ए, शिव+इ, शिवे; એ ઉપરથી, મૂળનો ગુણ થયે ગુજરાતી પ્રત્યય 'એ' આવ્યો છે. સંસ્કૃત સર્વનામને એક બીજો પ્રત્યય स्मिन् (इन्) લાગે છે: त+स्मिन=तस्मिन्, તેમાં. પ્રાચીન પ્રાકૃતમાં ए તથા स्मिन् બેહુ પ્રત્યયો નામને લાગે છે; वच्छे—वच्छम्मि, વૃક્ષે-વૃક્ષમાં.

स्मिन् નો વિકાર પ્રાકૃતમાં અનેક પ્રકારે થતો; न् નો લોપ થયે (૧૦૭ क), અને જોડાક્ષર દ્વિત્વ થયે (૧૦૭ ङ), स्मि નાં स्सि, म्मि, એવાં બે રૂપ થયાં. વળી, અંત્યાક્ષર 'ન' નો અનુસ્વાર થયે (૧૦૭ ञ) અને स्सि, म्मि ને માથે લખે, स्सिं, म्मिं, બીજાં બે રૂપ થયાં. પછી, स्सिं નો ઉચ્ચાર નમ્ર થયે (स નો હ થયે (૧૦૭. ञ) हिं, પાંચમું રૂપ થયું. વળી, स्सि નો ઉચ્ચાર કઠણ થયે (૧૦૭ ङ) त्थ, છઠ્ઠું રૂપ થયું. માટે સંસ્કૃત कस्मिन् ના પ્રાકૃત, कस्सि—कम्मि—कस्सिं—कम्मिं—कहिं—कत्थ. પાલીમાં વળી स्मिन् ના, म्हि, म्हा, એવાં રૂપ થયાં. આ છેલ્લાનો સંબંધ ગુજરાતી **માં** ની સાથે દેખાય છે. म्मिं ના સ્વરનો ગુણ થયે, હિંદી **में** થયો. પ્રાકૃત हिं ઉપરથી ગુજરાતી કહિં, તહિં, અહિં ઇ૦ ચાલે છે. વળી, પ્રાકૃત त्थ રૂપ ઉપરથી દક્ષિણ ગુજરાતી **કેથે,** અને મારવાડી **કઠે, અઠે** ચાલે છે.

સંસ્કૃત નારીજાતીનાં નામને એક બીજો પ્રત્યય 'આં' લાગે છે, गंगायां = ગંગામાં.' આ પ્રત્યય ઉપરથી કાં, કયાં, જાં, જાંહાં જ્યાં, ૪૦; વળી વર્તમાન-કૃદંતનું એક રૂપ, કરતાં, ચાલતાં, બોલતાં.*

સપ્તમીને અર્થે માહે, અંદર, ઇત્યાદિ શબ્દ વપરાય છે. 'માહે' मध्ये નો અપભ્રંશ છે; ધ નો હ થયો (૧૦૭ ઙ), જોડાક્ષરનો એક વ્યંજન ઉડી ગયે પૂર્વસ્વરની દીર્ઘતા થઇ (૧૦૭ ઞ). અંદર = अंतर् (વચલો અઘોષાક્ષર ઘોષ થયો). આ શબ્દો વપરાય છે ત્યારે પૂર્વ શબ્દ ષષ્ઠીમાં આવે; તેની માહે; તેની અંદર. મરાઠીમાં अंतर થી आंत ચાલે છે, અને ઘણીકવાર પ્રત્યયરૂપે વપરાય છે; त्यांत = त्याच्यांत (त्याचा—आंत) = તેની માંહે.

૧૧૭. **સંબોધન.** સંબોધનને દેશી વૈયાકરણો વિભક્તિમાં ગણતા નથી. યુરોપના વૈયાકરણો એને વિભક્તિમાં લખે છે, અને કહે છે કે બોલાવનાર અને બોલાવેલો જણ, એમની વચ્ચેનો સંબંધ આ વિભક્તિએ કરીને દર્શાવાય છે. ઘણી ભાષાઓમાં સંબોધનની પૂર્વે ઉદ્ગાર વપરાય છે; અરે, રે, ઓ, હે માણસ. એકવચનમાં સંબોધનને પ્રત્યય લાગતો નથી (૮૧); જે શબ્દને પ્રથમામાં ઓ નરજાતિનો, અને ઉં નાન્યતરનો પ્રત્યય લાગે છે, તેનો પ્રત્યય ઉડી જાય છે, અને પ્રકૃતિના અંત્યસ્વરની વૃદ્ધિ થાય છે; પ્રથમા છોકરો—છોકરૂં, સંબોધન, છોકરા (૮૨). અનેકવચનમાં સંબોધન પ્રથમાનાજ રૂપમાં રહે છે. (૮૧, ૮૨).

ઘણી સજાતીય ભાષાઓમાં સંબોધન પ્રત્યયરહિત રહે છે; પ્રકૃતિના સ્વરમાં કોઇ વેળા દીર્ઘતા, કોઇ વેળા હ્રસ્વતા થાય, તો પણ ખરો પ્રત્યય નથી: જ્યાં પ્રથમાને રૂપે સંબોધન વપરાય છે, ત્યાં પ્રથમાના મૂળદર્શકાર્થની વિસ્મૃતિ હશે. મરાઠીમાં અનેકવચને સંબોધનને नो, हो, એવા પ્રત્યય જેવા દેખાનાર અક્ષર આવે છે, मनुष्यांनो—'हो; પણ એઓ કેવળ વધેલા અક્ષર કહેવાય.

ગુજરાતીમાં સંબોધનના ઉચ્ચારમાં પ્રયત્ન ઘણીકવાર અંતે લાગે છે; પ્ર૦. "એ ર'ાજા છે;" સંબોધન 'હે રાજા'.' અથવા ઉચ્ચારમાં જે ફેર થાય છે તેને પ્રયત્ન નહિ ગણિયે, તો ઘાંટાનો લગારેક ઊંચ સાદ માનવો જોઇયે. અંત્યસ્વર અ હોય તો ઉપાંત અક્ષરે આ પ્રયત્ન, કે ઊંચ સાદ આવે.

---

* 'તને કરતાં આવડે છે, 'તને કરતાં કોણે શિખવ્યું,' આવા પ્રયોગમાં 'તાં' પ્રત્યયનું મળ બીજું છે, એટલે સંસ્કૃત तु; कर्तु, कर्तां—કરતાં.

પ્રાચીન પ્રાકૃતની રૂઢિ અનેકવચનમાં ગુજરાતીના જેવી છે; પણ એકવચનમાં લગારેક જૂદી; પ્રથમા **वच्छो, वणम्, अग्गी, दहिं, माला,** સંબોધન **वच्छ, वण, अग्गि, दहि, माले.**

## સર્વનામ.

૧૧૯. **પ્રથમ પુરુષ, एकवचन, प्रथमा विभक्ति.** હું = સંસ્કૃત **अहम्** (૧૦૭ औ, उ, ऋ.) એમાં પ્રકૃતિ अह्-अह, અને પ્રત્યય अम्-म् (=નાન્યતરનો પ્રત્યય) છે. ઝંદમાં, **अजॅम्**; ગ્રીકમાં ऍगोन्, પ્રત્યય નમ્ર થયે ऍगो; લાટીન, एगो; ગોથીક, અને જૂની અંગ્રેજીમાં પ્રત્યય ઉડી ગયે, इक्-इख्; વ્યંજન નમ્ર થયે ચાલતી અંગ્રેજી (I) अइ-आइ; જૂની પ્રાકૃતમાં, **अहं-हं-अहअं-अहम्मि.**

**द्वितीया.** સંસ્કૃતમાં **मां-मा**; પ્રાકૃતમાં **ममं-मं.** अहं નો **હું** થયો (૧૦૭ औ-उ-ऊ), તે પ્રમાણે દ્વિતીયાનો વિકાર થયો હોત, તો **मां-मं** નો ગુજરાતીમાં **मुं, मउं** થાત, પણ મૂળનો કોઇ વિકાર ગુજરાતીમાં ચાલ્યો નહિ, તેને સ્થલે ચોથી વિભક્તિ વાપરવામાં આવી.

ઇતર વિભક્તિઓમાં બીજી પ્રકૃતિ '**म**' વપરાય છે. સંસ્કૃતાદિ પુરાતન પ્રાચીન સજાતીય ભાષાઓમાં આ 'म' ચાલે છે. એની સાથે—

**तृतीयानो** સાધારણ પ્રત્યય એ–એં આવે. મે–મેં = સંસ્કૃત **मय**,–પ્રાકૃત **मइ-मे-मए.** એની સાથે એક બીજું રૂપ '**મારે**' ચાલે છે. મારા ધારવામાં એવું આવે છે કે આ રૂપમાં '**આર**' કે '**અર**' આગમ હશે; મ (અર) એ –મારે = પ્રાકૃત मए, સંસ્કૃત मय (૧૦૭ ई, ૧૧૧).

**चतुर्थी.** સંસ્કૃતમાં એનું એક રૂપ **मे** છે (=म+ए). પ્રત્યયની પૂર્વે ગુજરાતીમાં આગમ **न** આવે **ने** થાય છે; મ(ન્)એ=મને. પ્રત્યય અને પ્રકૃતિની વચ્ચે આગમ '**અર**' આવેથી '**મારે**' (૧૧૨).

**पंचमी.** म ની સાથે **त्**–त्तः આવે સંસ્કૃત **मत्**–मत्तः; એનો ગુજરાતીમાં **મથી** થાત, પણ પ્રત્યયની પૂર્વે આગમ અર લીધાથી **મારાથી,** = મ (અરા)થી, ચાલે છે. પ્રાકૃત **मत्तो, महित्तो, ममादो-'दु'-हि** (૧૧૩).

'હું થી,' આ રૂપ કોઇ વેળા સાંભળવામાં ને લખવામાં આવે છે; શુદ્ધ છે એવું નહિ કહેવાય, કેમકે પ્રથમાના પ્રત્યયની સાથે પંચમીનો સાધારણે આવતો નથી.

**ષષ્ઠી**. એનાં રૂપો સંસ્કૃતમાં **मम-मे**; ઝંદ, मन, मे, मोइ; ગ્રીક, मौ; લાટીન, मॅइ; ગોથીક, मैना, એના પરથી અંગ્રેજી મૈન–Mine; પ્રાકૃત, **मम, मे**, मह; (मज्झ વિષે વિચાર આગળ આવશે). આઓનાં કોઇ રૂપ ઉપરથી '**મારો**' નહિ થયો હોય. પણ 'મારો' કહિંથી આવ્યો? મને દેખાય છે કે નામમાં ષષ્ઠીનો પ્રત્યય મૂળે **अस्**, અપભ્રંશ **ઓ**, એની પૂર્વે આગમ 'અર' લીધાથી, મ(અર)ઓ, મારો થયો.

પણ આ '**અર**' આગમ વિષે હવે થોડો શોધ કરવો જોઇયે. અનેકવચનમાં સંસ્કૃત એક રૂપ अस्माकं, ઝંદ अह्माकॅम् છે; એનો પ્રાકૃતમાં (क નો ण થયે) अम्हाणं ચાલે છે. હવે, કદાચ, अम्हाणं ના ણકારનો રકાર થયે ગુજરાતી '**અમારૂ**' થયું હોય, અને પછી અનેકવચનના રૂપ ઉપરથી એકવચનમાં પણ 'આરો' ચાલ્યો હોય. કકાર અને ણકારનો રકાર થયાંનાં ઉદાહરણ આર્ય વર્ગની ભાષાઓમાં અનેક મળે છે; સંસ્કૃત अस्माकं નું ગોથિક ભાષામાં उन्सार થાય છે.

હવે, આ સંસ્કૃત अक, પ્રાકૃત अण, ગુજરાતી **અર**, બધા એક મૂળના હોય તો તે વિષે પૂછવું ઘટે છે કે, શું તેઓમાં ષષ્ઠીનો અર્થ છે; અથવા તેઓ શું કેવળ આગમ છે? કોઇ માને કે તેમાં ષષ્ઠ્યર્થ છે. એવું હોય તો ગુજરાતી રૂપ **અરો** માં ષષ્ઠીનો પ્રત્યય બેવડાયલો છે, અર+ઓ. પણ વળી જો કોઇ એવું ધારે કે, સંસ્કૃત **मम** ઉપરથી, **क** વધારીને, **मामक*** થયો છે, તો अकને આગમ જેવોજ ગણાય. હવે, જો "**અર**" કેવળ ષષ્ઠીનાજ રૂપમાં દેખાતો હોત, તો તેમાં ષષ્ઠીનો અર્થ છે, એ માનવાને સહેલું હોત, પણ તૃતીયામાં ચતુર્થીમાં અને સપ્તમીમાં આવે છે, માટે જો પણ એમાં મૂળે ષષ્ઠીનો અર્થ હોત તો પણ ગુજરાતીમાં કેવળ આગમ જેવો થઇ રહ્યો છે (૧૧૪, ૧૧૫).

પ્રાકૃતમાં ષષ્ઠીને અર્થે એક બીજું રૂપ **मज्झ** ચાલે છે. એનો સંબંધ સંસ્કૃત વિશેષણ **मदीय**ની સાથે છે; મૂળનો મધ્યાક્ષર લોપ થયે અને **य** નો

---

* જેમકે बाल ઉપરથી बालक અર્થના ફેર વિના થયો છે. બૉપનું વ્યાકરણ પૃષ્ઠ ૪૭૪.

જ થયે ગુજરાતી '**મજ.**' એનો મૂળાર્થ વિશેષણ અને ષષ્ઠીને સમાન છે. પણ ચતુર્થી, પંચમી, અને સપ્તમીના પ્રત્યય એને લાગે છે. એવું સંભવે ત્યારે મૂળના અર્થની વિસ્મૃતિ છે. કેવળ **મજ** વપરાય છે ત્યારે વિશેષણનો, કે ષષ્ઠીનો અર્થ રહે છે, પણ કોઇ બીજી વિભક્તિના પ્રત્યય એની સાથે આવે ત્યારે એમાં વિશેષ્યનો અર્થ ભળે છે.

**સપ્તમી**માં પણ આગમ **અર** આવે છે; મ(અરી)માં, મારામાં.–પંચમીમાં અને સપ્તમીમાં આગમના અંત્યસ્વરની દીર્ઘતા થાય છે.

સંસ્કૃતમાં સપ્તમી **મયિ** છે; એના ઉપર પ્રાકૃત **मइ, मए,** ચાલે છે. પણ તૃતીય પુરૂષના સર્વનામનું રૂપ **इन्–स्मिन्** ઉપરથી (૧૧૬.) **म्मि** ચાલે છે. એના ઉપરથી ગુજરાતી '**માં,**' મ(અરા)માં, મારામાં. (૧૧૬).

**અનેકવચન.** સંસ્કૃતમાં પ્રથમા **वयं,** એનો અપભ્રંશ જૂની પ્રાકૃતમાં **वअं** (ઇંગ્રેજી, We) છે. એકવચનના **મ** નો ઉચ્ચાર નમ્ર થયે સંસ્કૃતમાં અને બીજી આર્ય વર્ગની ભાષાઓમાં આ રૂપ ચાલ્યું હશે. વેદમાં એક બીજું રૂપ **अस्ने** છે (બોપનું સાન્વય વ્યાકરણ§ ૩૩૨); એના ઉપરથી જૂની પ્રાકૃત (**સ**કારનો **હ**કાર થયે ૧૦૭ ऊ, અને **म्** ની આગળ થયે) **अम्हे**; એથી ગુજરાતી '**અમે.**' આ રૂપમાં **अस्म्, अम्ह्,** અમ, પ્રકૃતિ; અને **ए** અનેકતાને પ્રત્યય ગણાય. મૂળે આ પ્રત્યય **स्** હશે (૧૦૭ અ); ગ્રીકમાં **अम्मॅस,** એક રૂપ છે (સાધારણ, હેમૈસ્). એનો (નામના અનેકવચનની રીતિ પ્રમાણે), ગુજરાતી '**ઓ,**' અમો.

પ્રકૃતિ 'અમ' ને, અને 'અમો' ને, તૃ૦ ચ૦ પં૦, અને સ૦ ના સાધારણ પ્રત્યય લાગે છે; અમે— અમોએ, અમને— અમોને, અમથી— અમોથી, અમમાં— અમોમાં. પ્રકૃતિ "**અમ**" સાધારણાર્થે વપરાય છે, અને એમજ '**તમ**' (પૃ૦ ૫૦) "તમ દીઠે," = તમને દીઠે, 'તમ કાજે' = તમારે કાજે, 'અમ ઘેર' = અમારે ઘેર.

તૃતીયા, ચતુર્થી, પંચમી, સપ્તમી, અને વિશેષે કરીને ષષ્ઠીમાં આગમ **અર—અરા** આવે છે; અમારે, અમારાથી, અમારો૦, અમારામાં.

કોઇ લોક અ્હમે લખે છે, એ અશુદ્ધ છે. અમ્હે, અહ્મે માં મૂળની સાથે સંબંધ દેખાય છે. મરાઠી **अह्मी**; હિંદી, **हम.**

**૧૧૯. द्वितीयपुरुष. एकवचन.** મૂળ પ્રકૃતિ तु કે त्व; એને નાન્યતરનાં પ્રત્યય મળે त्वम्; આનો પ્રાકૃત तं-तुमं; એ ઉપરથી ગુજરાતી પ્રથમા તું (૧૦૭ उ ऊ). ઇતર વિભક્તિમાં ઉકાર ઉડી જાય છે, અને 'त' ની સાથે વિભક્તિના પ્રત્યયો લખાય છે. તેં, તને, તમારે, ઇ૦. પંચમીમાં, અને કોઇ વેળા સપ્તમીમાં, પ્રથમા 'તું' ની સાથે પ્રત્યય આવે; તુંથી, તુંમાં, પ્રત્યયના અને આગમના નિયમ વિષે પ્રથમ અને દ્વિતીય પુરૂષના રૂપમાં અંતર નથી.

**अनेकवचन.** સંસ્કૃત પ્ર૦ **यूयं** (ઈંગ્રેજી Ye, You). આ રૂપ ગુજરાતીમાં ચાલ્યું નહિ. પણ વેદમાં એક બીજું રૂપ **युष्मे** છે; એનું મૂળ **तुष्मे** (तुष्म + ए=स्) હશે. એના ઉપરથી પ્રાકૃત तुम्हे થયો; એના ઉકારનો અકાર થયે, ष (=સ) નો હ થયે, અને મ ની આગળ આવે, **તહ્મે—તહ્મો** (૧૧૮), અને હ ઉડી ગયે, **તમે—તમો.**

**તમ—તમો** ને વિભક્તિના પ્રત્યયો સાધારણ રીતિયે લાગે છે; જ્યાં પ્રથમ પુરૂષમાં "અર" આગમ આવે ત્યાં દ્વિતીયામાં પણ આવે છે. અને જેમ પ્રથમ પુરૂષની પ્રકૃતિ **"અમ"** તેમજ દ્વિતીયને અર્થે **"તમ"** વપરાય છે.

**૧૨૦. तृतीयपुरुष.** સંસ્કૃતમાં તૃતીયપુરૂષને અર્થે દર્શકસર્વનામ **स** વપરાય છે; પ્રથમા નર૦ सः, નારી सा; પણ નાન્યતરમાં અને ઇતર વિભક્તિમાં સકારને સ્થળે તકાર આવે છે. જૂની પ્રાકૃત, અને હિંદી સિંધીમાં, सः નો सो થાય છે (૧૦૭ ओ); નારીને અર્થે પ્રાકૃત અને સિંધીમાં सा. મરાઠી અને ગુજરાતીમાં પ્રથમાની વિભક્તિએ મૂળના સકારને સ્થળે તકાર આવે છે. આ શબ્દમાં મરાઠી ત્રણ જાતિનો ભેદ દર્શાવે છે; નર૦ **तो**, નારી **ती**, નાન્ય૦ **तें.** ગુજરાતીમાં એવો ભેદ નથી, ત્રણે જાતિને અર્થે '**તે.**' તૃતીયામાં તો નારી એક જાતિનું રૂપ ચાલે છે 'તેણીએ,' પણ એ અર્થે તેણે પણ કહેછે.

'**તે**' નું રૂપાખ્યાન એકારાંત નામના જેવું છે (૮૧); પણ તૃતીયામાં સંસ્કૃત **तेन** પરથી તેણે; પંચમીમાં કારણાર્થે **તેથી,** અને માણસ વિષે બોલતાં વિશેષે કરીને **તેનાથી;** ષષ્ઠીમાં (ગમ, બાજુ, એવા શબ્દની સાથે) નકારનો ણકાર થાય છે, તેણીગમ, ઇ૦.

**અનેકવચનમાં તે-તેઓ,** બે રૂપ છે. '**તે**' જૂનું છે, = સંસ્કૃત, પ્રાકૃત, સિંધી, **ते.** આ જૂના રૂપની સાથે અનેકવચનનો સાધારણ પ્રત્યય મેળવ્યાથી

'તેઓ' થયો છે. 'તેઓ' ને ઇતર વિભક્તિના પ્રત્યયો સાધારણ રીતિયે લાગે છે; 'તે' અને પ્રત્યયો વચ્ચે આગમ 'મણ, મન, મના' આવે છે; તૃ० તેમણે, ચ० તેમને; પં० તેમનાથી, ષ० તેમનો, સં० તેમનામાં.

**दर्शक** અને **तद्यदापेक्षक.** જે, તે, એ, આ, આઓનું રૂપાખ્યાન 'તે'ના જેવું છે (પૃ. ૫૧). સંસ્કૃત, **य:** = પ્રાકૃત, હિંદી, સિંધી, પંજાબી, મરાઠી जो, = ગુજરાતી જે (જેહ).—સં० **स:**, = પ્રાકૃત, હિંદી, સિંધી, પંજાબી, **सो**; મરાઠી ता; ગુજરાતી **તે** (તેહ).—સંસ્કૃત **एष:** = પ્રાકૃત **एसो**; હિંદી **यह**, **ए**; સિંધી **ही**, **हे**, **हिउ**; પંજાબી **ईह**; **एह**; ગુજરાતી **એ** (એહ).—સંસ્કૃત **अयं**; પંજાબી अह; મરાઠી हा;-મૂળનો અંત્યાક્ષર ઉડી ગયે અને '**અ**' ની વૃદ્ધિ થયે ગુજરાતી આ.

**પેલો**०, કે **પહેલો**० એના મૂળ વિષે હું કંઇ નિશ્ચય કહી શકતો નથી. સંખ્યાપૂર્ણાર્થ શબ્દ પહેલો = **प्रथम:**, એના જેવો દેખાય છે. એવું હોય તો થ નો **હ** થયે (૧૦૭ ૩), ને પછી ઉડી ગયે, અને **મ** નો **લ** થયે, આ શબ્દ વ્યુત્પન્ન થયો હશે.

**ઓલો** = પેલો, **પ**નો **વ** થયે અને પછી વનો ઓ થયે?

૧૨૧. **अनिश्चित प्रश्नार्थ इ.** સંસ્કૃત क:; પ્રાકૃત **को**; ગુજરાતી કે ક્વચિત વપરાય છે, 'તમે આવશો કે'? વળી કોઈ લોક કેણે, કેને, કેથી કહે છે. કોઇ, કંઈ, કોણ, કહ્યો, (શો), આ બધા એજ મૂળથી થયા છે. **क: + अपि = कोऽपि** = કોઇ; **किं** (નાન્યતર) + **अपि** = કંઇ; क: + **जन** = **कोजन** (ज ઉડી ગયે અને 'न' નો ણ થયે) = કોણ. જૂની ગુજરાતીમાં **कोजन** ઉપરથી **कोअन** થઇ, સંધિકાર્યથી અને નકાર ણકાર થયે, **कवण**; (૧૦૭ ઈ). "કોણ" ને વિભક્તિ લાગે ણ લોપ થાય છે, કોને, કોનો, કોથી, કોમાં

સંસ્કૃત **कतर:** (त નો **य** થયે, र નો **હ** થયે, स् નો **ઓ** થયે.) = **કહ્યો**. એનો ઉચ્ચાર નમ્ર થયે, કયો—કિયો—(કહ્યો). એને ત્રણે જાતિના પ્રત્યયો લાગે છે, કિયો, કઇ—કેઇ, કિયું, ઇ०. **क:**, **का**, **किं** = શો, શી, **શું**; **क** નો **શ** થયો, પછી એને સાધારણ નિયમ પ્રમાણે પ્રત્યયો લાગ્યા. કકાર શકારમાં સંબંધ ગુજરાતીમાં અસાધારણ જેવો દેખાય, તોય પણ સાન્વય વ્યાકરણના

શોધકોને ઘણાય ઉદાહરણ મળે છે; ગ્રીક, કુનૅાસ્ = સંસ્કૃત, શુનસ્, શ્વાન્નો (કુતરાનો); ગ્રીક, દાક્રુ, લાટીન લાક્રિ(મા), સંસ્કૃત अश्रु આંસુ; વળી સંસ્કૃત दिक् નો દિશા, ઇ૦ થાય છે. સાધારણ બોલીમાં 'શ'નો 'હ' કરે છે, તેનાં ઉદાહરણ ઘણાં મળે છે; શ્વાન = ઇંગ્રેજી હૌન્દ (Hound); ક ની સાથે હ નો સંબંધ લાટીન કૉર – કૉર્ડ (Cor-Cord), સંસ્કૃત हृदय માં, અને ઇંગ્રેજી હાર્ટ (Heart) માં દેખાય.

ફલાણો ફારસી શબ્દ છે.

**पोते.** स्वार्थ કે स्ववाचक સર્વનામનો પૂર્વાર્ધ 'પો' સંસ્કૃત स्व છે. મૂળ ભાષામાં એને ત્રણે જાતિનાં રૂપો છે, નર૦ स्वः, નારી૦ स्वा, નાન્ય૦ स्वं. આ ભેદ ગુજરાતીમાં નથી. આ સર્વનામ સંસ્કૃતમાં વિશેષણ, પણ ગુજરાતીમાં વિશેષ્ય છે; માટે જ્યાં સંસ્કૃતમાં स्व વપરાય છે ત્યાં ગુજરાતીમાં આ સર્વનામની ષષ્ઠી આવે છે; स्वः पुत्रः, પોતાનો પુત્ર; स्वा पुत्री, પોતાની પુત્રી; स्वङ्गृहं – स्वगृहं, પોતાનું ઘર.

આ શબ્દનો ઉત્તરાર્ધ 'તે' तः (तस्) નો અપભ્રંશ છે (૧૦૭ अ); માટે એનો ખરો અર્થ પંચમીનો છે; **પોતે** = स्वतः = स्वात् – स्वस्मात्. પણ એનો અપભ્રંશ ગુજરાતીમાં પ્રથમાને અર્થે વપરાય છે, અને ૫૦ મા પૃષ્ઠમાં દેખાડયાની પેઠે એનું રૂપાખ્યાન થાય છે. એની ષષ્ઠીમાં વિશેષે કરીને **ન** આગમ આવે છે,—પોતા**નો**; પણ કોઇ લોક ઈક આગમ કરે છે, પોતીકો૦; સંસ્કૃત स्वकीयः स्वकः મેળવીને જોવું.

आप, आपणे. એઓ મૂળે સર્વનામ નથી પણ आत्मन् નાં અપભ્રંશ રૂપો છે. સંસ્કૃતમાં પણ સર્વનામનો કંઇક અર્થ એ શબ્દમાં છે, તે ઉપરથી ગુજરાતીમાં ચાલ્યો. 'આપ' મૂળે એકવચન છે; आत्मन् માં त्म નો **પ** થયે, અને અંત્યાક્ષર ઉડી ગયે **આપ** થયો. વિશેષે કરીને માનોકત દ્વિતીય પુરૂષના અર્થમાં વપરાય છે (૯૬). પણ કોઇ વેળા તૃતીય પુરૂષને અર્થે આવે છે; "**આપ** ઘેર એક નોળનું બચ્ચું તરફડતું તે આંગણ વચ્ચું." '**આપ** વડાઇ **આપ** મુખ ગંડક હોય તે ગાય.' આ અર્થે, 'આપ' = પોતાનું.

**આપણે** નો અર્થ અનેકવચનનો છે, સંસ્કૃત आत्मान. નો અપભ્રંશ (૧૦૭, અ). એમાં ગુજરાતીની રૂઢિ પ્રમાણે પ્રથમ દ્વિતીયપુરૂષનો અર્થ

મળે છે. મૂળ ભાષામાં એવું નથી; ત્રણે પુરૂષના અર્થમાં વંપરાય છે. અને એમજ મરાઠી આદિ ભાષાઓમાં आपण ચાલે છે.

आत्मा—आत्मन् પ્રાકૃતમાં अप्पा—अप्पाणो (आत्मानः ?)છે. મૂળે એનો અર્થ = स्व, કે પોતે.

**तेवडो, जेवडो, एवडो, केवडो :** वत् यत् પ્રત્યયનો અંત્યાક્ષર ડ થયે (૧૦૭ ગ), પછી તે, જે, એ, કેની સાથે મળે, અને છેડે જાતિદર્શક પ્રત્યય આવે, तावत् = તેવડું; यावत् = જેવડું; एतावत्—इयत् = એવડું; कियत् કેવડું. કોઈના ધારવામાં એવું આવે છે, કે આ શબ્દોમાં 'વડું,' તે સંસ્કૃત वृद्धं નો અપભ્રંશ છે; તેવડું = तावत्वृद्धं, ઇ૦. એની સાથે મરાઠી तेवढा, ઇ૦ મેળવીને જોવા. અર્થને ધોરણે જોતાં વડ પ્રત્યયનો અર્થ वृद्ध ને સમાન છે. જો વડ પ્રત્યય वत्—यत् નો અપભ્રંશ ગણિયે, તો મૂળના અર્થમાં વિકાર થયો છે; સંસ્કૃતમાં यावत् અર્થે = જેટલું.

**तेवो, जेवो, एवो, केवो.** મને ભાસે છે કે આ શબ્દોનો પ્રત્યય 'વો' પણ वत्—यत् નો અપભ્રંશ છે. અંત્યાક્ષર ઉડી ગયો, પછી રહેલા व ની સાથે જાતિદર્શક પ્રત્યયો વળગ્યા, એમ 'તેવો' ઇ૦ (१०७ औ, क). એમાં પણ અર્થનો વિકાર થયો છે; કેમકે સં૦ तावत् = તેટલું; પણ ગુજરાતી તેવું = સં૦ तादक्. માટે કોઈના ધારવામાં એવું આવે છે, કે ગુજરાતી 'વો' પ્રત્યય સંસ્કૃત इव ઉપરથી થયો હોય, કેમકે આ શબ્દના અર્થની સાથે ગુજરાતી 'વો' પ્રત્યયનો અર્થ કંઈ મળે છે.

**केटलो, जेटलो, तेटलो,** સંસ્કૃત कति, यति, ताति ઉપરથી થએલા છે. અંત્યસ્વરનો લોપ થયો (१०७ औ क), तકારનો ટકાર થયો (૧૦૭. ગ,) પછી ગુજરાતીમાં સાધારણે ચાલેલા 'કે, જે, તે' ની સાથે મળતાં, અને જાતિદર્શક પ્રત્યયો લાગતાં, આગમ **લ** પેઠો. મરાઠીમાં આગમ **क** પેઠો; **कितका, तितका**; અને હિંદીમાં આગમ **न कितना, इतना.**

**इम-एम, केम-क्यम,** સંસ્કૃત इत्थम्—एवम्, कथम् ઉપરથી થયા છે; અને આ ઉદાહરણો પ્રમાણે **જેમ—જ્યમ, તેમ—ત્યમ** સંસ્કૃત **यथा तथा** ના થયા.

**तस्यां, कस्यां, अस्यां, यस्यां**, નારીજાતિમાં સપ્તમીનાં રૂપ છે. **तस्यां** ઇત્યાદિનાં જૂની પ્રાકૃત ભાષામાં जइआ—जहिं. ઇ૦ ચાલે છે. ગુજરાતીમાં વિવિધ અપભ્રંશ (તહ્યાં), **તિયાં, તિંઆં, ત્યાં, તાંહાં, તાં.** એજ ધોરણે ક્યાં ઇ૦; જ્યાં ઇ૦.—પણ સંસ્કૃતના નરજાતિએ સપ્તમી **तस्मिन् यस्मिन्** ઇ૦ ઉપરથી પ્રાકૃતમાં એક રૂપ तहिं, जहिं, ઇ૦ છે, એના ઉપરથી ગુજરાતી **તહિં, કહિં, અહિં, જહિં.** (૧૧૬).

## ક્રિયાપદ વિષે.

૧૨૨. નામ, સર્વનામ, ગુણવાચક, એઓ બધા વિષયદર્શક **છે** (૪૪, ૯૪). હવે ગોપાળ, દયા, સારો, હું, તે, ઇ૦ શબ્દો, કોઇ વિષયની સૂચના આપતાં, તેનાં સ્થિતિ ગતિ વ્યાપાર વિષે કશું સૂચવતા નથી. **સ્થિતિગતિ-વ્યાપારસૂચક** જૂદા છે, તેમને વૈયાકરણો **ક્રિયાપદ** કહે છે [ કૃ. કરવું ; યા, કૃદંત પ્રત્યય ; પદ, શબ્દ ] જે થાય, કરાય, તે વિષે કહેનાર શબ્દ ; ઉદાહરણો—કર, ચાલ, ફર, રહે, હો, થા ; કરાવ, ચલાવ, રંગાવ, ધોળાવ, ઇ૦.

જે પ્રધાન શબ્દ કહેવાય છે, તેમાં વિષયપદનો એક વર્ગ, એને ક્રિયાપદનો બીજો છે.* વિષયોનાં નામ તથા તેમનો વ્યાપાર કહી જણાવ્યા વિના ભાષા ચાલે નહિ. જેમ માણસના ચાલવામાં બેહુ પગ સમાન ઉપયોગના છે, તેમ ભાષાના ચલનમાં વિષયનાં તથા ક્રિયાનાં પદો બેહુ જોઇએ. બીજા શબ્દ એમની સાથે વળગીને—એમને આશ્રયે રહીને-ચાલે છે ; માટે પહેલા પ્રધાન, ને બીજા બધા મધ્યમ, એટલે ઉતરતા અધિકારના શબ્દ છે.

હવે **વિષય**, આ શબ્દનો ઊંડો અર્થ કરિયે, તો, કદાચ, ભાસે કે ક્રિયાપદ પણ વિષયદર્શક શબ્દ છે ; એટલે સ્થિતિ, ગતિ, વ્યાપાર વિષે મનઃસ્થવિચાર જણાવનાર શબ્દ. એ વાત તો એક અર્થે ખરી છે, અને જ્યારે કોઇ સ્થિતિગતિવ્યાપારદર્શક શબ્દને વાપરતાં, તેના ભાવના અર્થ ઉપર મનનું ધોરણ રાખીને વાપરિયે, તો તે નામ થાય છે, અને અર્થ પ્રમાણે, વિશેષ્ય અથવા વિશેષણ કહેવાય છે; જેમકે—

---

* કોઈ વૈયાકરણો પ્રધાન શબ્દનો વિભાગ બીજે ધોરણે કરે છે:—

પ્રધાન શબ્દ { પરિણામદર્શક { ક્રિયાપદ, ગુણવાચક } ; સત્ત્વદર્શક — નામ }

ગુણવાચકને પરિણામદર્શકમાં ગણવાનું કારણ એ છે, કે તેઓ વિચાર કરનારના મન ઉપર કોઇ પદાર્થ પ્રાણી (સત્ત્વદર્શકનામ) વિષે કંઈ અસર કરે છે.

**વિશેષ્ય.** **મૂળરૂપ;** ચાલ, માર, ભાવ, હરાવ, ફેર. [ઘેરો.
**ઓ** પ્રત્યયની સાથે; ચરો, મરો, તરો, ધારો, ચારો, પાળો,
**વું** પ્રત્યય; ચરવું, મરવું, તરવું, ધારવું, ચારવું, પાળવું, ઘેરવું.
**અણ** પ્ર૰; મરણ, ઘોરણ, પાળણ, પોષણ, ધારણ.
ઈ પ્ર૰; ચોરી, બોલી.
**ણી** પ્ર૰; વાવણી, ઓરણી, કાપણી, તાપણી.
**નાર** પ્ર૰; ચાલનાર, બોલનાર, વાવનાર.
**તા (તૃ)** પ્ર૰; દાતા, ત્રાતા, શ્રોતા, ભોક્તા–ઇ૰ બીજા ઘણા.

**વિશેષણ.** **તો** પ્રત્યય; ચાલતો—'તી—'તું.
**વાનો** પ્ર૰; ચાલવાનો—'ની—'નું.
**એલો** પ્ર૰; ચાલેલો—'લી—લું ઇત્યાદિ.

એઓમાં, અને એમના જેવા શબ્દમાં, ક્રિયાનો અર્થ હોય, તો પણ ક્રિયાર્થ ઉપર વિચાર ન રાખતાં, તેમના ભાવાર્થ ઉપર ધોરણ રાખીને વાપરિયે છિયે, માટે તેઓ વિષયપદમાં ગણાય છે. પણ એઓ મૂળે ક્રિયાપદ છે, માટે એમને વૈયાકરણો કૃદંત કહે છે. કૃદંતને ક્રિયાપદમાં, કે તેનાં રૂપમાં પણ, ગણાય નહિ. જે શબ્દ વિષયોનાં સ્થિતિગતિવ્યાપાર વિષે કહે છે તેઓ માત્ર ક્રિયાપદ છે.

૧૨૩. કોઇ ક્રિયાપદ સિદ્ધ, અને કોઇ સાધિત હોય છે (૪૦):—

**સિદ્ધ;** ઠર, ચાલ, ચડ, રડ, થા, ખા, પી, બી, લે, દે, હો, ધો, ઇ૰.

**સાધિત;** ૧.) સિદ્ધ ક્રિયાપદને પ્રત્યય લગાડયાથી; જેમકે, **વળ**થી—વાળ, વળાવ, વળા. **પડ**થી—પાડ, પડાવ, પડા, પડાવા, ઇ૰ (૧૪૫—૧૬૪).

૨.) સિદ્ધ ક્રિયાપદને ઉપસર્ગ લગાડયાથી; જેમકે, **હર**થી—પ્રહાર, સંહાર. **સ્મર**થી, વિસ્મર = વિસર. **સર**થી, અપસર = ઓસર.

૩.) વિષયપદને ક્રિયાપદના પ્રત્યયો લગાડયાથી; **રંગ**થી, રંગાવ;* **ધોળા**થી, ધોળાવ.

૪.) અનુકરણ ક્રિયાપદ; જેમકે—ચકચકે, વરવરે, ચમચમે, ચળચળે, ડકડકવું—ડગડગવું.

---

*એવા શબ્દોમાં જેઓ આક્ષેપ કહેવાય છે તેઓ આવે છે [આક્ષેપ, તાણવું–આકર્ષણ—લેઇ લેવું], એટલે બીજા શબ્દનો અર્થ તાણી લેનારા; જેમકે, દુખે છે = દુખ છે—દુખ થાય છે; ધોળાવ = ધોળું કર; પંચોરવું = પાંચ વર્ષનું થવું.

(૫) સંયુક્ત ક્રિયાપદો, અ.) બે ક્રિયાપદનાં;—આવડી ગયું, ચડી ગયો. આ.) નામ તથા ક્રિયાપદનાં;—કામ કરવું, રાજ્ય કરવું (૧૮૧—૧૮૫).

**૧૨૪. प्र. क्रियापद कोने कहिये?**

ઉ. કોઇ પદાર્થ કે પ્રાણી શું કરે છે, અથવા કેવી સ્થિતિમાં છે, એ કહી જણાવનાર શબ્દને ક્રિયાપદ* કહિયે.

**૧૨૫. प्र. कोइ क्रियापदनो शोध करतां, पहेलुं शुं खोळवुं?**

ઉ. તેનું મૂળ, અથવા ધાતુ, એ ખોળવું.

**૧૨૬. प्र. क्रियापदनुं मूळ, अथवा धातु, एटले शुं?**

ઉ. પ્રત્યય આગમાદિ અક્ષર જૂદા કર્યા પછી શબ્દનું જે રહે તે.

૧૨૭. સંસ્કૃતમાં જે ધાતુ કહેવાય છે, તે શબ્દનો મૂળાર્થ જણાવનારૂં એક અતિ ટુંકું રૂપ છે. ગુજરાતીમાં તે રૂપ વપરાતું નથી, માટે આ ભાષામાં વપરાયલું સહુથી ટુંકું રૂપ તેને ક્રિયાપદનું મૂળ કહિયેછિયે. **કર** ક્રિયાપદનો ધાતુ સંસ્કૃતમાં કૃ છે. આ રૂપ ગુજરાતીમાં નથી, માટે **કર** આ રૂપ જે આવે છે, તેને **મૂળ** કહિયે. "**ધાતુ**" આ શબ્દ વાપરિયે, ત્યારે સંસ્કૃતમાં જે સહુથી ટુંકું રૂપ, તે સમજવું; '**મૂળ**' આ શબ્દ વાપરિયે ત્યારે ગુજરાતીમાં જે સહુથી ટુંકું રૂપ, તે સમજવું.

૧૨૮. ક્રિયાપદનું મૂળ, કે ધાતુ, જાણ્યા પછી તેનાં **વર્ણ, ભેદ, અર્થ, કાળ, વચન, પુરૂષ,** તથા **કૃદંત,** એ વિષે વિચાર ચલાવવો.

**૧૨૯. वर्ण प्र. क्रियापदनो वर्ण कहिये ते शुं?**

ઉ. ક્રિયાપદ વિવિધ પ્રકારનાં હોય છે. કોઇ કેવળ કર્તા વિષે સત્તાર્થ, કે ગત્યર્થ, કે સ્થિતિવિકાર જણાવે છે;— બીજાં કર્તાનું કોઇ કાર્ય સાધેલું, કે કોઇ પદાર્થ કે પ્રાણી ઉપર ચલાવેલી અસર દેખાડે છે. આ ભેદ ઉપરથી ક્રિયાપદના બે વર્ણ (કે વિધ) ઠરે છે, એટલે **અકર્મક** અને **સકર્મક.**

૧૩૦. **અકર્મક.** જેઓ કર્તા વિષે કંઇ સત્તાર્થ જણાવે છે તેઓ **અકર્મક** છે; એમની સાથે સાધેલા કર્મનું કોઇ નામ આવતું નથી, માટે તેઓ અકર્મક એટલે કર્મ વિનાનાં, કહેવાય છે.

---

*ક્રિયાપદ—ક્રિયા, જે કરાય તે કહેનારૂં પદ; એ નામના મૂળાર્થ ઉપરથી એવું નહિ ધારવું કે ક્રિયાપદ કેવળ ક્રિયાનો અર્થ દેખાડે, સ્થિતિનો (સત્તાર્થ) પણ દર્શાવે છે.

૧૩૧. અકર્મક ક્રિયાપદમાં અનેક વર્ગ થાય;—કોઇ કેવળ **સત્તાર્થ** દર્શાવે છે; હો, રહે; કોઇ **સ્થિત્યર્થ;**—ઉંઘ, જીવ, બળ;— કોઇ **સ્થિતિવિકારાર્થ;** થા, થંભ, પલળ, બુડ, હુબ;— કોઇ **ગત્યર્થ;** ચાલ, દોડ, ફર, વળ, ચડ, ઉતર. બીજા વર્ગ પણ કરાય.

૧૩૨. **સકર્મક.** જે ક્રિયાપદ પોતાના કર્તાનું કંઇ સાધેલું, કે કોઇ પદાર્થ પ્રાણી ઉપર કોઇ અસર કરેલી દેખાડે છે, તેઓ **સકર્મક** છે. ક્રિયાપદના વ્યાપારમાં જે સાધેલું છે, કે જે પદાર્થ કે પ્રાણી ઉપર કાંઇ અસર લાગે છે, તે તેનું **કર્મ** કહેવાય છે. આ કર્મવાચક શબ્દ ક્રિયાપદની સાથે વપરાય છે માટે તેઓ સકર્મક, એટલે કર્મ સાથેના, ક્રિયાપદ કહેવાય છે.

૧૩૩. એમના વર્ગ કરિયે, તો કોઇ **વિષયસાધક,** કે **વિષયોત્પાદક** ઠરે, એટલે જેઓ દેખાડે છે કે ક્રિયાના વ્યાપારમાં કોઇ વિષય સાધેલો કે બનેલો છે; હું કામ કરૂં છું, પુતળી ઘડું છું, ઘર બાંધું છું, કવિતા રચું છું;—કોઇ **વિષયધારક,** એટલે કોઇ વિષયને (પદાર્થ પ્રાણીઆદિને) કામમાં લાવેલો કે વાપરેલો દેખાડે; હું તરવાર ફેરવું, વિદ્યા શિખું, જ્ઞાન મેળવું, ગાડી હાંકું, રાજ્ય ચલાવું, ઠગાઇ વર્તું, નિયમ પાળું;— કોઇ **પ્રદાયક,** એટલે જે એક વિષયને બીજાને ત્યાં પહોંચાડેલો દેખાડે છે; હું તને રૂપિયો આપું, હું તને જ્ઞાન પમાડું, તને વિદ્યા શિખવું, તને અન્ન ખવાડું, તને વિચાર જણાવું, તને વાત કહું. પ્રદાયક ક્રિયાપદને બે કર્મદર્શક શબ્દ લાગે છે; એક ઉપસ્થ કર્મનો (દ્વિતીયા વિભક્તિમાં), અને બીજો અનુપસ્થ કર્મનો (ચતુર્થીમાં).

**૧૩૪. ઉભયવર્ણ.** જો કોઇ ક્રિયાપદ, તેનેતેજ અર્થમાં, કોઇ વેળા સકર્મક, અને કોઇ વેળા અકર્મક હોય, તો તે **ઉભય** (બેહુ) **વર્ણનું,** કે **ઉભયવિધ** ક્રિયાપદ કહેવાય છે; જેમ, '**રમ**'. 'હું આજ રમતો હતો,' અહિં ક્રિયાપદ અકર્મક છે; પણ "હું આજ રમત રમું છું;" અહિં સકર્મક છે. 'હસ,' 'ભસ,' આ ક્રિયાપદ ઉભયવર્ણમાં કદાચ આવે. "કુતરો ભસે છે, છોકરો હસે છે," અકર્મક;–કુતરો તેને ભસે છે, "છોકરો તેને હસે છે," સકર્મક. પણ અહિં નામ ચોથી વિભક્તિમાં ઉપસ્થ કર્મ છે. 'ખા,' 'પી,' સકર્મક છે. તેઓ કોઇ વેળા કર્મ વિના વપરાય છે, માટે ઉભયવર્ણનાં જેવાં દેખાય; જેમકે, "તેઓ ખાઇ પીને ઉઠયા." આ વાક્યમાં કર્મ–અન્ન, જળ–અધ્યાહાર્ય છે. "'હું આવીને જોઇશ,' 'તહિં જઇ તપાસીશ,' 'હું તો પરખું છું.'" ઇ૦માં કર્મ અધ્યાહાર્ય છે.

**૧૩૫. વર્ણ વર્તવાની રીતિ.** જે ક્રિયાપદની સાથે કેવળ કર્તાનું નામ આવે તે અકર્મક; જેની સાથે કર્તા તથા કર્મનું નામ આવે તે સકર્મક. **કોણ–શું,** આ બે પ્રશ્નાર્થ શબ્દોએ કરીને પ્રશ્ન પૂછિયે, અને બેહુના ઉત્તર આવે તો ક્રિયાપદ સકર્મક, પણ એકનુંજ ઉત્તર આવે તો ક્રિયાપદ અકર્મક છે. **'ચાલે છે,'** એ વિષે પૂછિયે, કે કોણ–શું ચાલે છે? તો એકનું ઉત્તર આવે; છોકરો ચાલે છે, અથવા કામ ચાલે છે. **'કરે છે,'** એ વિષે પૂછિયે, કે કોણ–શું કરે છે? તો બેહુના ઉત્તર આવે. રાજા રાજ્ય કરે છે; કોણ? રાજા, અને શું? રાજ્ય. **ચાલ** અકર્મક, **કર** સકર્મક છે.

સકર્મક અકર્મકનો ભેદ બીજી રીતિયે જણાવેલો છે; "ફળ તથા વ્યાપાર "ધાતુના અર્થો છે; ફળ તે કર્મને આશ્રયે છે, અને વ્યાપાર કર્તાને આશ્રયે છે; "જેમકે 'દેવદત્ત ચોખા રાંધે છે.' એ વાક્યમાં રાંધવાનો વ્યાપાર, તે દેવદત્તને "આશ્રયે છે; અને રંધાવું, એ જે ફળ, તે ચોખાને આશ્રયે છે. એવું સકર્મક "પ્રયોગમાં થાય છે."

"અકર્મક વિષે કર્મનો પ્રયોગ નથી, માટે ફળ તથા વ્યાપાર, બેહુ કર્તાનો "આશ્રય કરે છે; કેમકે, 'દેવદત્ત ઊંઘે છે.' એ વાક્યમાં ઊંઘવું, એ વ્યાપાર, "અને ઊંઘવાથી થયલું જે ફળ, એ બેહુ દેવદત્તને આશ્રયે છે."

**१३६. भावकर्तृक क्रियापद.** જ્યારે ક્રિયાનો વ્યાપાર ચલાવનાર કર્તાનું નામ નથી, પણ જાણે કે ક્રિયાનો ભાવાર્થ કર્તાને સ્થળે દેખાય, ત્યારે ક્રિયાપદ **ભાવકર્તૃક** કહેવાય છે; જેમકે–'મને દુખે છે,' 'આજ બહુ **વર્ષ્યું;'** **'જાણે** કે તે રાજા હોય;' 'ધણી ધણીઆણીને **બનતું** નથી;' 'જેમ **રૂચે** તેમ;' **'ભાવે** તેમ' (૨૦૧*). વર્ણ મૂળે સકર્મક કે અકર્મક હોય, કોઇ વેળા, ભાવકર્તૃકને અર્થે વપરાય. ભાવકર્તૃક = **અકર્તૃક.**

**૧૩૭. કેટલાએક શબ્દના અર્થ વિષે સૂચના:—**

**आद्याक्षर.** શબ્દનો પહેલો અક્ષર.

**अंत्याक्षर.** શબ્દનો છેલ્લો અક્ષર.

**उपांत.** (उप પાસે, अंत છેડો). છેલ્લાની પાસેનો કે પૂર્વેનો અક્ષર. 'કપટ'માં "પ," અથવા તેનો અનુસંગી "અ" ઉપાંત છે.

**प्रत्यय.** (प्रति બાજુએ, अय આવનાર) પ્રકૃતિની બાજુએ આવનાર–જાતિ, વચન, વિભક્તિ, ભેદ, અર્થ, કાલ, પુરૂષ, કૃદંત, ૯૦ દેખાડનાર અક્ષર

પ્રકૃતિ. શબ્દનો તે ભાગ જેને પ્રત્યયો લાગે છે.

**આગમ.** ખરા પ્રત્યય અને પ્રકૃતિની વચ્ચે (અથવા શબ્દના કોઇ પણ ભાગમાં) આવનાર કે પેંસી જનાર અક્ષર, '**કેટલો**'માં, '**લ**' આગમ છે.

## ભેદ વિષે.

૧૩૮. प्र. क्रियापदनो भेद कहिये एटले शुं ?

ઉ. જ્યારે ક્રિયાપદને કોઇ પ્રત્યય લગાડવાથી, અથવા તેના રૂપમાં કંઇ ફેર કરવાથી, બીજાં ક્રિયાપદ સાધિત થાય, ત્યારે તેનો ભેદ થયો એવું કહિયે; જેમકે, મૂળ ક્રિયાપદ "**વળ,**" એને પ્રત્યય **આવ** લગાડિયે, તો **વળાવ,** અને **આય** લગાડિયે, તો **વળાય** થાય છે; અથવા તેનો ઉપાંત સ્વર 'અ,' એની વૃદ્ધિ કરિયે, તો **વાળ** થાય છે. ક્રિયાપદના મૂળને **મૂળભેદ** ગણિયે; એમના કોઇ અકર્મક કોઇ સકર્મક છે. મૂળે અકર્મક ક્રિયાપદ ઉપરથી બીજા ત્રણ ભેદનાં ક્રિયાપદ સાધિત થાય છે; **કર્મક, પ્રેરક,** તથા **સહ્ય** ભેદ. મૂળે સકર્મક ઉપરથી બીજા બેજ ભેદ, પ્રેરક તથા **સહ્ય,** થાય છે.

૧૩૯. प्र. अकर्मक क्रियापदनो **कर्मकभेद** शी रीतिये थाय छे ?

ઉ. અ.) **રૂપ.** આગમ **અ**એ કરીને ઉપાંત સ્વરની વૃદ્ધિ કર્યાથી; જેમકે-પડનો પાડ; બળનો, બાળ; તપનો, તાપ; વળનો, વાળ; ઈ૦. કોઇ ક્રિયાપદને ઉપાંતે **એ** આવે છે; જેમકે, ઉછર-ઉછેર (૧૫૦).

આ.) **અર્થ.** આ ભેદનાં ક્રિયાપદ સકર્મક છે. જે મૂળે અકર્મક તેઓ આ ભેદમાં સકર્મક થાય છે; માટે એની સંજ્ઞા **કર્મકભેદ** કરી છે.

૧૪૦. प्र. **प्रेरकभेद** ते केवो ?

ઉ. અ.) **રૂપ.** મૂળને **આવ, આડ, વાડ,** પ્રત્યય લગાડયાથી; જેમકે— **આવ;** પડ— પડાવ. બળ—બળાવ, તપ— તપાવ.— **આડ;** ધાવ— ધવાડ, ચાવ-ચવાડ, લાવ— લવાડ.-**વાડ;** સુ-સુવાડ, જો-જોવાડ.

ઘણાએક લોક 'આડ—વાડ'ના **આર—વાર** કરીને તેને અંતે આવ મેળવે છે; ચાવ—ચવરાવ, લે—લેવરાવ, જો—જોવરાવ, ગા—ગવરાવ. ક્રિયાપદમાં કે પૂર્વે પ્રત્યયમાં 'આ' આવે તો તેનો **અ થાય છે. અરાવ, વરાવ** = દ્વિત્વપ્રેરક ભેદ (૧૪૨. ૧૦૭ એ)

આ.) **અર્થ.** આ ભેદનાં ક્રિયાપદ બધાં સકર્મક છે, અને અર્થ એવો છે કે કર્તા બીજા કોઇને હાથે કાર્યનું સાધન કરે છે; "હું કરૂં છું" પોતે મારે હાથે; પણ "હું કરાવું છું," કોઇ બીજાને કહીને— કે તે કામપર તેને મોકલીને કરાવું છું. ( પ્રેરક, પ્રેર = મોકલ ).

**૧૪૧. પ્ર. સહ્યભેદ તે કેવો ?**

ઉ. અ.) **રૂપ.** મૂળને **આ** પ્રત્યય લગાડયાથી; જેમકે, તપ— તપા, પડ— પડા, બળ— બળા. જો મૂળમાં **આ** આવે તો તે હ્રસ્વ થાય છે; જેમકે, આણ— અણા (૧૪૭, ૧૪૮,).

વળી જો મૂળનો અંત્યાક્ષર આ, ઇ, ઉ, એ, ઓ, હોય તો પ્રત્યયની તથા મૂળની વચ્ચે આગમ વ આવે ; ("આ" પહેલાં હ્રસ્વ થાય છે); જેમકે-ખા–ખ (વ) આ = ખવા ; પી (વ) આ = પીવા ; સુ (વ) આ = સુવા ; દે (વ) આ = દેવા ; સહે (વ) આ = સહેવા ; ધો (વ) આ = ધોવા.

આ.) **અર્થ.** જે વિષય ક્રિયાના વ્યાપારનું સહન કરે છે, તે વિષયને આગળ કરીને વાત કરતાં એ ભેદ વપરાય છે. રાવણે રામના મારનું સહન કર્યું, માટે કહેવાય કે "રામથી રાવણ મરાયો" ( = માર્યો ગયો). "રામથી રાવણ હરાયો" ( = હાર્યો ગયો ). "મારાથી આ વાત કહેવાઇ" ( કહેવામાં આવી ). "આ ખેતરમાં બી વવાયું" (વાવવામાં આવ્યું). "એ માણસ સારો દેખાય છે." "આ છોકરો મૂર્ખ જણાય છે" "એવું કહેવાય છે ખરૂં." આ ભેદનો મૂળાર્થ એ છે (૧૮૯-૧૯૩).

ઇ.) પણ ગુજરાતીમાં એ ભેદને **શકયાર્થ** વળગ્યો છે; માટે, તેનાથી ચલાય નહિ = તે ચાલી શકે નહિ ; મારાથી ચલાતું નથી = હું ચાલી શકતો નથી. આ કારણથી એને કોઇ **"શકયભેદ"** કહે છે. પણ બધા પ્રસંગમાં શકયાર્થ નથી, માટે મૂળને ધોરણે **સહ્યભેદ,** એ સંજ્ઞા એને આપવી ઉચિત દેખાય છે. અકર્મક ક્રિયાપદનો સહ્યભેદ = ભાવે પ્રયોગ.

ઈ.) કોઇ વેળા એ ભેદમાં યોગ્યતાનો અર્થ દેખાય છે; જેમકે, "એવું કહેવાય નહિ" = એવું કહેવું ઘટે નહિ ; "રાજાથી અન્યાય કરાય નહિ" = અન્યાય કરવો એ યોગ્ય નથી ; "કૂવો અભડાયો માટે એનું પાણી પીવાય નહિ" = પીવું ઘટે નહિ, ઉચિત નથી.

૧૪૨. **પ્રેરણાર્થ સહ્યભેદ.** પ્રેરકના પ્રત્યયની સાથે સહ્યનો પ્રત્યય મેળવ્યાથી બેહુ ભેદના અર્થ સાથે આવે છે; તપ+આવ+આ = તપાવા; કર+આવ+આ = કરાવા.

**દ્વિત્વપ્રેરણાર્થ ભેદ.** પ્રેરકના પ્રત્યયને બેવડાવ્યાથી આ ભેદ થાય છે. કર+આવ+આવ = કરવાવ. (પૂર્વે પ્રત્યયનો ઉપાંત 'આ' હ્રસ્વ થાય છે). (૧૪૦).

૧૪૩. ક્રિયાપદમાં એવાં ભેદદર્શક રૂપો ઉત્તર હિંદુસ્થાનના બીજા પ્રાકૃતોમાં દેખાય છે. સંસ્કૃતની રૂઢિ પરથી આવા ભેદ વાપરવાની રીતિ ચાલી. આર્ય વર્ગની કેટલીએક બીજી ભાષાઓમાં પણ એ રીતિ જેવું કંઇ ચાલે છે. હેબ્રી વ૦ શેમીય કહેવાયલી ભાષાઓમાં પણ ક્રિયાપદના એવા ભેદ છે. જે ભાષા તુરાની કહેવાય છે, તેઓમાં એવી રીતિનો વિસ્તાર બહુજ થયો છે; તુર્કી ભાષામાં ક્રિયાપદના એક ધાતુના છત્રીશ ભેદ થાય છે, એવું તે ભાષાના વૈયાકરણો કહે છે.*

૧૪૪. સંસ્કૃતમાં **प्रेरकभेदना** રૂપમાં इ (अय) છે; कारयति કરાવે. એની સાથે ઘણાએક ધાતુમાં આગમ **प** આવે; ज्ञापयति, જણાવે. **आपय** નું પ્રાકૃતમાં आवे થયું; आज्ञापयति = आणावेइ. જ્યાં સંસ્કૃતમાં પકાર નથી ત્યાં પણ કોઇ વેળા પ્રાકૃતમાં आवे દેખાય; સં૦ हासयति—कारयति, પ્રા૦ **हसावेइ—करावेइ.** એ ઉપરથી ગુજરાતી **આવ,** 'ચલાવ.' મૂળ જોતાં આ રૂપમાં વકાર તે આગમ દેખાય છે; એજ રીતિયે પ્રેરકનાં બીજાં રૂપ ભાષામાં આવ્યાં હશે.

**सह्यभेदनां** રૂપ વિષે ૧૯૩ માં જોવું.

## ક્રિયાપદના ભેદનું કોષ્ટક.

૧૪૫. **૧.** કેટલાંએક ક્રિયાપદને પ્રેરકભેદમાં **આવ** અને **સહ્યભેદમાં આ** લાગે છે. એઓ બધા અકારાંત છે, પણ છેલ્લો અક્ષર **વ** હોય નહિ. એમના બે વર્ગ છે:—

---

* હેબ્રી, આરામી, અરબી, ઈત્યાદિ પશ્ચિમ આશિયાની ભાષાઓ. ત્યાંના લોકના પૂર્વજ શેમના નામ ઉપરથી, શેમીય કહેવાય છે. તાતાર, ચીની, તુર્કમાંની, ઈત્યાદિ ઉત્તર મધ્ય અને પૂર્વ આશિયાની ભાષા તુરાની કહેવાય છે; દક્ષિણ હિંદુસ્થાનની દ્રાવિડી કહેવાયલી ભાષાઓ પણ તુરાની છે. ઉત્તર હિંદુસ્થાન, અફગાનીસ્તાન, ઈરાન, અને યુરોપના વિશેષ ભાગમાં આર્ય ભાષાઓ ચાલે છે.

૧૪૬ ૧'લો. જેમના મૂળમાં આ નથી; જેમકે:—

| મૂળ | | કર્મકભેદ | પ્રેરકભેદ | સહ્યભેદ. |
|---|---|---|---|---|
| અકર્મક | સકર્મક | | | |
| પડ | — | પાડ | પડાવ | પડા. |
| દબ | — | દાબ | દબાવ | દબા. |
| — | કર | — | કરાવ | કરા. |
| — | શિખ | — | શિખાવ-શિખવ | શિખા. |

૧૪૭. ૨ જો. મૂળમાં **આ** નો **અ** થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| | વાંચ | | વંચાવ | વંચા. |
| | આંક | | અંકાવ | અંકા. |
| | સાંભળ | | સંભળાવ | સંભળા. |

૧૪૮. **૨.** પ્રેરકભેદમાં **આડ** અને **સહ્ય**ભેદમાં **આ.** મૂળમાં **આ** આવે તો તેનો **અ** થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| — | ધાવ | — | ધવાડ* | ધવા. |
| — | સિવ | — | સિવાડ* | સિવા. |
| — | વાગ | — | વગાડ* | વગા. |

૧૪૯. **૩.** કેટલાંએક ક્રિયાપદમાં મૂળની તથા ભેદદર્શક પ્રત્યયની વચ્ચે **આગમ વ** આવે છે; એમનો અંત્યસ્વર **આ, ઈ, ઉ, એ, ઓ** હોય છે. અંત્યાક્ષર **હ** પણ છે, એમ કોઇ કહે. મૂળમાં **આ** આવે તો તેનો **અ** થાય.

| મૂળ | | કર્મકભેદ | પ્રેરકભેદ | સહ્યભેદ. |
|---|---|---|---|---|
| અકર્મક | સકર્મક | | | |
| થા | — | — | થવાડ | થવા. |
| ન્હા | — | — | ન્હવાડ | ન્હવા. |
| — | ખા | — | ખવાડ* | ખવા. |
| બિહી | — | — | બિહીવાડ* | બિહીવા. |
| સૂ | — | — | સૂવાડ | સૂવા. |
| — | જો | — | જોવાડ* | જોવા. |

* ધવરાવ, સિવરાવ, ગવરાવ, ખવરાવ, બિહીવરાવ, જોવરાવ, એવાં રૂપો પણ થાય છે (૧૪૦). ડકારનો રેકાર કરવામાં પ્રાંત પ્રાંતની ચાલમાં ફેર છે; ખવાડ = ખવાર.

| | | | | |
|---|---|---|---|---|
| કહો | — | — | કહોવાડ* | કહોવા. |
| — | દે | — | દેવાડ | દેવા. |
| — | કહે | — | કહેવાડ | કહેવા. |
| — | લે | — | લેવાડ | લેવા. |
| — | સહે | — | સહેવાડ | સહેવા. |

૧૫૦. ૪. કેટલાંએક ક્રિયાપદને ભેદદર્શક રૂપોમાં એ લાગે છે.

| મૂળ | | કર્મકભેદ | પ્રેરકભેદ | સહ્યભેદ. |
|---|---|---|---|---|
| અકર્મક | સકર્મક. | | | |
| ઉછર | — | ઉછેર | — | — |
| ,, | — | — | ઉછરાવ | ઉછરા.† |
| — | ઘસ | ઘસેડ | — | — |
| — | — | ઘસડ | ઘસડાવ | ઘસડા.† |
| ઠર | — | — | ઠેરવ | ઠેરવા-વ આગમ.† |
| ,, | — | — | ઠરાવ | ઠરાવા. વ આગમ.† |
| ફર | — | — | ફેરવ | ફેરવા.-વ આગમ.† |
| ,, | — | — | — | ફરા. |
| ભર | — | — | ભેરવ | ભેરવા. |
| ,, | — | — | ભરાવ | ભરા. |
| ભળ | — | — | ભેળવ | ભળા. |
| મળ | — | — | મેળવ | મળા. |

૧૫૨. ૫. કેટલાંએક ક્રિયાપદ ઉપર દેખાડેલા નિયમ પ્રમાણે ભેદદર્શક પ્રત્યયો લેતા નથી. તેમનાં રૂપોમાં લગારેક સંસ્કૃતની રીતિ રહી દેખાય છે.

| | | | |
|---|---|---|---|
| પી | — | પા | પીવા-પવા. |
| પીએ = पिबति | — | પાય = पाययति | |

૧૫૩. બધાં ક્રિયાપદ સઘળા ભેદનાં રૂપનો સ્વીકાર કરતાં નથી. કોઇ મૂળ ભેદમાંજ વપરાય છે; જેમકે, હો. કોઇને કર્મકભેદ નથી; જેમકે, ચડ, થા, ન્હા. ઘણીખરી વાર કર્મકભેદને સ્થળે પ્રેરકભેદ વપરાય છે. કોઇ સહ્યભેદનો

* ધવરાવ, સિવરાવ, ખવરાવ, બિહીવરાવ, જોવરાવ, કોહોવરાવ પણ થાય છે (૧૪૦). ડકારનો રેકાર કરવામાં પ્રાંત પ્રાંતની ચાલમાં ફેર છે; ખવાડ = ખવાર.

† એવાં રૂપને પ્રેરણાર્થ સહ્ય પણ ગણાય.

ત્યાગ કરે; પાક. પકાય એવું નહિ કહેતા હોશે, એને સ્થળે પાકે, અથવા પકાવે.

૧૫૪. ભેદદર્શક રૂપો લેતાં કોઇ ક્રિયાપદ અર્થમાં એવાં બદલાય છે, કે તેમનાં મળથી તેઓ જૂદા અર્થના જેવા લેવાય; જેમકે, બોલ અને બોલાવ; મર અને માર; ધર અને ધાર; હર અને હાર.

१५५. अर्थ अथवा वाच्य प्र. क्रियापदना अर्थ अथवा वाच्य ते शुं?

ઉ. ક્રિયાપદના કર્તા વિષે મનમાં જે ધારણા (નિશ્ચયતાની, સંશયની, કે આજ્ઞાની) છે, એ તે ક્રિયાપદનો અર્થ, કે વાચ્ય, છે.

१५६. प्र. गुजरातीमां क्रियापदना अर्थ, अथवा वाच्य केटला छे?

ઉ. ત્રણ:—**૧. નિશ્ચયાર્થ—નિશ્ચયવાચ્ય**; હું છું; હું કરૂં; કરીશ; કરવાનો છું; મેં કર્યું; કરેલું છે; ઈ૦. **૨. સંશયાર્થ—સંશયવાચ્ય**; હું હોઉં, કરતો હોઉં; મેં કર્યું હોય, કર્યું હોશે ઈ૦. **આજ્ઞાર્થ—આજ્ઞાવાચ્ય**; તું કર, કરજે; તમે કરો, કરજો.

१५७. काल. प्र. क्रियापदना काल कहिये एटले शुं?

ઉ. કાલ, આ શબ્દનો અર્થ સમય અથવા વેળા છે. જે ક્રિયા હજી થઇ નથી, તેનો કાલ **ભવિષ્ય** (એટલે થવાનો) છે એવું કહિયે:— ક્રિયાના વ્યાપારમાં કર્તા વળગ્યો હોય, તો તેનો કાલ **વર્તમાન** (એટલે ચાલતો) કાલ કહિયે:—જે ક્રિયા બની રહી, તેનો કાલ **ભૂત** (એટલે થયલો) કહિયેછિયે.

૧૫૮. માટે ગુજરાતીમાં ત્રણ વિશેષ કાલ ગણિયે છિયે, એટલે—
**વર્તમાનકાલ;** જે૦—હું છું, હું કરૂં, તે ચાલે છે, તે હોય, ઈ૦.
**ભવિષ્યકાલ;** જે૦—હું થઇશ, હું કરીશ, તે ચાલશે, તે હોશે, ઈ૦.
**ભૂતકાલ;** જે૦—હું હતો, હું બોલ્યો, મેં કર્યું, તે ચાલ્યો, તે હતો, ઈ૦.

૧૫૯. ઉપર દેખાડેલા ત્રણ કાલ **અમિશ્ર**, અથવા **શુદ્ધ**, કહેવાય છે. ક્રિયાપદને કેવળ પ્રત્યયો લગાડયાથી તેઓ દર્શાય છે. પણ બીજા કેટલાએક છે, જેઓ **મિશ્ર** કહેવાય છે, તેઓ સહાયકારક ક્રિયાપદના સહાયથી બને છે.

૧૬૦. **હો** આ ક્રિયાપદ ગુજરાતીમાં સહાયકારક છે. સહાયને અર્થે એ વપરાય છે ત્યારે તે બીજાં ક્રિયાપદના કૃદંતની સાથે આવે છે. સહાયકારકની

સાથે જે કૃદંત આવે છે તે મુખ્ય ક્રિયાપદ કહેવાય. મિશ્ર રૂપના ચાર ગણ, કે જથા છે:—

| મુખ્ય. | સહાયકારક. | મિશ્રરૂપનું નામ. | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|---|---|
| ૧. વર્તમાન | + વર્તમાન | = **દ્વિત્વવર્તમાન**; | કરે છે. | કરતો હોય. |
| ,, | + ભૂત | = **વર્તમાનભૂત**; | કરતો હતો. | કરતો હોત. |
| ૨. ભવિષ્ય | + વર્તમાન | = **ભવિષ્યવર્તમાન**; | કરવાનો છે. | કરવાનો હોય. |
| ,, | + ભૂત | = **ભવિષ્યભૂત**; | કરવાનો હતો. | કરવાનો હોત. |
| ૩. ભૂત | + વર્તમાન | = **ભૂતવર્તમાન**; | કર્યો છે. | કર્યો હોય. |
| ,, | + ભૂત | = **દ્વિત્વભૂત**; | કર્યો હતો. | કર્યો હોત. |
| ૪. વિશેષભૂત | + વર્તમાન | = **વિશેષભૂતવર્ત૦**; | કરેલો છે. | કરેલો હોય. |
| ,, | + ભૂત | = **દ્વિત્વવિશેષભૂત**; | કરેલો હતો. | કરેલો હોત. |

**૧૬૧. वचन. प्र. क्रियापदनुं वचन एटले शुं?**

ઉ. કોઇ ક્રિયાપદનાં રૂપમાં એકપણાનો, કે અનેકપણાનો અર્થ છે, એના ઉપર ક્રિયાપદનાં વચન ઠરે છે.

૧૬૨. નામની પેઠે ક્રિયાપદને બે વચન છે; એટલે એકવચન અને અનેકવચન. (સંસ્કૃત, ગ્રીક, અને કેટલીએક બીજી ભાષાઓમાં દ્વિવચનનાં પણ રૂપ છે. ઉત્તર હિંદુસ્થાનની પ્રાકૃતોમાં અને દક્ષિણ હિંદુસ્થાનની ભાષાઓમાં દ્વિવચનનાં રૂપ નથી).

**૧૬૩. पुरुष. प्र. क्रियापदना पुरुष एटले शुं?**

ઉ. બોલનાર તે **પ્રથમ** પુરૂષ; જેની સાથે તે બોલે છે તે **દ્વિતીય** પુરૂષ; અને જેના સંબંધી બોલે છે તે **તૃતીય** પુરૂષ છે.

૧૬૪. આ ત્રણે પુરૂષના પ્રત્યયો ક્રિયાપદના મૂળની જોડે આવે છે. એકવચનમાં અને અનેકવચનમાં પુરૂષદર્શક પ્રત્યયો ભિન્ન ભિન્ન છે; વળી ભવિષ્ય તથા વર્તમાનકાલમાં પુરૂષનાં રૂપો એક બીજાથી કંઇ ભિન્ન છે; જેમકે:—

| | | વર્તમાન. | ભવિષ્યકાલ. | ભૂતકાલ. | આજ્ઞાર્થ. |
|---|---|---|---|---|---|
| **એકવચન.** | પ્ર૦ પુ૦ | હું કરૂં | હું કરીશ | (૧૬૮) — | — |
| | દ્વિ૦ પુ૦ | તું કરે | તું કરશે | — | તું કર-કરજે. |
| | તૃ૦ પુ૦ | તે કરે | તે કરશે | — | — — |
| **અનેકવચન** | પ્ર૦ પુ૦ | અમે કરિયે | અમે કરીશું | — | — — |
| | દ્વિ૦ પુ૦ | તમે કરો | તમે કરશો | — | તમે કરો-કરજો. |
| | તૃ૦ પુ૦ | તેઓ કરે | તેઓ કરશે | — | — — |

**૧૬૬. કૃદંત. પ્ર. કૃદંત શાને કહિયે? (૧૨૨).**

ઉ. પ્રત્યયે કરીને ક્રિયાપદથી સાધિત થયલા વિષયપદને કૃદંત કહે છે. સંસ્કૃતમાં કૃદંત ઘણાં છે, અને ગુજરાતીમાં પણ એમની સંખ્યા થોડી નથી. તેમનો વિચાર એક જૂદા પ્રકરણમાં કરવાને ધારિયે છિયે. પણ કેટલાએક તો ગુજરાતી ક્રિયાપદના રૂપાખ્યાનમાં આવે છે, માટે તેમનું વર્ણન નીચે કરેલું છે.

૧૬૬. કૃદંતોમાં કંઈ ક્રિયાનો અને કંઈ વિષયપદનો અર્થ આવે છે, એટલે તેમના મૂળનો અર્થ અને જોડેલા પ્રત્યયોનો અર્થ મળી આવે છે. પ્રત્યય પ્રમાણે કૃદંત વિશેષ્ય કે વિશેષણ હોય છે (૧૨૨).

૧૬૭. જે કૃદંત ક્રિયાપદના રૂપાખ્યાનમાં આવે છે, તેમાંનાં કેટલાંએકમાં કાલનો અર્થ છે. **કર** ક્રિયાપદના નીચે દેખાડિયે છિયે.

| | | | |
|---|---|---|---|
| **વર્તમાન** | કૃદંત કરતો૦ | વિશેષણ. | **ટીકા.** એકલા સંબંધક ભૂતને જાતિ, વચન, વિભક્તિના પ્રત્યયો લાગતા નથી; બીજા બધાને વિષ૦પદના જેવા લાગે છે. |
| **ભવિષ્ય** | ,, કરવાનો૦ | ,, | |
| **ભૂત** | ,, કર્યો૦ | ,, | |
| **વિશેષભૂત** | ,, કરેલો૦ | ,, | |
| **સંબંધકભૂત** | ,, | કરી-કરીને. અવિકારી. | |
| **સામાન્ય-ભાવેરૂપ** | | કરવું. વિશેષ્ય. | |
| **કારક-કર્તૃવાચક** | | કરનાર-કરનારો૦ | |

૧૬૮. ગુજરાતીમાં નિશ્ચયાર્થે ભૂતકાલનાં શુદ્ધ રૂપો નથી, તેને સ્થળે ભૂતકૃદંત સહાયકારક ક્રિયાપદરહિત વપરાય છે (૧૭૭).

૧૬૯. વર્તમાન, ભવિષ્ય, ભૂત, તથા વિશેષભૂતનાં કૃદંતો, **હો** સહાયકારક ક્રિયાપદની સાથે મળીને, ભિન્ન ભિન્ન કાલનો અર્થ દેખાડે છે (૧૬૦, ૧૭૬), એટલે એમનાથી મિશ્રકાલનાં રૂપો થાય છે.

૧૭૦. સંબંધક કૃદંતનો ઉપયોગ એ છે; જ્યારે એકજ વાક્યમાં એવાં બે ક્રિયાપદ આવે કે તેમના મળ્યાથી કોઇ સંયુક્ત અર્થ થાય છે, ત્યારે જે ક્રિયાપદ પહેલું આવે છે, તે ભૂતકાલના અર્થમાં સંબંધક કૃદંતના પ્રત્યયને સ્વીકારે છે; જેમકે, "હું ચડી બેઠો." (૧૮૧, ૧૮૪).

૧૭૧. સામાન્ય કૃદંતમાં કાલનો ભેદ નથી, ભાવાર્થે તે ક્રિયાનો અર્થ દેખાડે છે, માટે કોઈ વૈયાકરણો **એને અકાલ** કૃદંત કહે છે. વળી કોઇ **એને ભાવવાચકનામ,** અને કોઇ **ક્રિયાવાચકનામ** કહે છે; વળી એમાં એવો ભેદ કોઇ દેખાડે છે, કે ધાતુ અકર્મક હોય, તો કૃદંત **ભાવે છે, અને** સકર્મક હોય, તો કૃદંત **ક્રિયાવાચક** અથવા **કર્મણિ** છે.

૧૭૨. જે કૃદંત કર્તૃઅર્થ દેખાડે છે તે કારક અથવા કર્તૃવાંચક છે. એનો, એક **અવિકારી** એટલે જાતિ વચનના પ્રત્યયરહિત; કરનાર;—અને એક આ પ્રત્યયોસહિત; કરનારો; રી, રૂં,—રા, રી, રાં.

## ૧૭૩. પ્રત્યયોનું કોષ્ટક.

| **વર્તમાનકાલ.** | | **નિશ્ચયાર્થ.** | **સંશયાર્થ.** | **આજ્ઞાર્થ.** | **કૃદંત.** |
|---|---|---|---|---|---|
| એકવચન | ૧ પુ૦ | ઉં | ઉં | — | નર. નારી. નાન્ય. તો, તી, તું. |
| | ૨ પુ૦ | એ.ય.*(ઉ+) | એ.ય.* | ય** | |
| | ૩ પુ૦ | એ.ય* | એ.ય.* | — | |
| અનેકવચન | ૧ પુ૦ | ઈયે. | ઈયે. | — | તા, તી, તાં. |
| | ૨ પુ૦ | ઓ. | ઓ. | ઓ. | |
| | ૩ પુ૦ | એ. ય.* | એ. ય. | — | |
| **ભવિષ્યકાલ.** | | | | | |
| એકવચન | ૧ પુ૦ | ઈશ. | ઈશ. | — | વાનો, ની, નું. |
| | ૨ પુ૦ | ઈશ. શે. | ઇશ. શે. | જે | |
| | ૩ પુ૦ | શે. | શે. | — | |
| અનેકવચન | ૧ પુ૦ | ઈશું. | ઈશું. | — | વાના, ની, ના. |
| | ૨ પુ૦ | શો. | શો. | જો | |
| | ૩ પુ૦ | શે. | શે. | — | |
| **ભૂતકાલ (૧૬૮)** | | ... | ત. અત. | ... | યો, ઈ, યું.‡ |
| **વિશેષભૂત** | | ... | ... | ... | **એલો, લી, લું.** |
| **સામાન્ય, અથવા ભાવેરૂપ...** | | | ... | ... | **વો, વી, વું.** |
| **કારક, અથવા કર્તૃક** | | ... | ... | ... | **નાર-નારો, રી, રૂં.** |
| **સંબંધકભૂત** | | ... | ... | ... | **ઈ, ઈને.** |

---

* મળનો અંત્યાક્ષર **અ**, ઈ, ઉ, હોય તો પ્રત્યય **એ** વપરાય; જે૦-કરે, ઠરે, પીએ, બીએ, ધૂએ, રૂએ: અંત્યાક્ષર **આ**, **ઓ**, હોય તો પ્રત્યય **ય** વપરાય; જે૦-થાય, કરાય, હોય, ખોય; અંત્યાક્ષર **એ** હોય તો તે એમનેએમજ રહે છે, જે૦-દે, લે, = દેએ, લેએ. આ પ્રત્યયનું ખરૂં રૂપ ઈ છે, માટે અતિ લઘુ પ્રયત્નથી તેનો ઉચ્ચાર થાય છે.

+ આ રૂપ ભાગ્યે વપરાય; તું છે = તું છું; અને કોઈ વળી, તું છુ (અનુસ્વાર વિના) બોલે.

‡ કોઇ વેળા, તો તી તું—થો થી થું—ઠો ઠી ઠું આવે છે (૨૪૯).

** ગુજરાતના ઉત્તર ભાગમાં આજ્ઞાર્થે પ્રત્યય•ય વપરાય છે; જે૦-કર્ય, બોલ્ય, ચાલ્ય; પણ દક્ષિણ ભાગમાં પ્રત્યયરહિત કેવળ મળ વપરાય જે૦-કર, બોલ, ચાલ.

## ૧૭૪. શુદ્ધ ક્રિયાપદનાં (સહાયકારક વિના) રૂપો.

### મૂળ, અકર્મક ક્રિયાપદ ચડ.

| વર્તમાનકાલ. | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. | આજ્ઞાર્થ. | કૃદંત. |
|---|---|---|---|---|
| એકવ૦ પ્ર૦ પુ૦ | હું ચડું | હું ચડું | — | ચડતો, તી, તું. |
| દ્વિ૦ પુ૦ | તું ચડે | તું ચડે | તું ચડ, ચડ્ય | |
| તૃ૦ પુ૦ | તે ચડે | તે ચડે | — | |
| અનેક૦ પ્ર૦ પુ૦ | અમે ચડિયે | અમે ચડિયે | — | ચડતા, તી, તાં. |
| દ્વિ૦ પુ૦ | તમે ચડો | તમે ચડો | તમે ચડો | |
| તૃ૦ પુ૦ | તેઓ ચડે | તેઓ ચડે | — | |

**ભવિષ્યકાલ.**

| | | | | |
|---|---|---|---|---|
| એકવ૦ પ્ર૦ પુ૦ | હું ચડીશ | હું ચડીશ | — | ચડવાનો, ની, નું. |
| દ્વિ૦ પુ૦ | તું ચડશે | તું ચડશે | તું ચડજે | |
| તૃ૦ પુ૦ | તે ચડશે | તે ચડશે | — | |
| અનેક૦ પ્ર૦ પુ૦ | અમે ચડીશું | અમે ચડીશું* | — | ચડવાના, ની, નાં. |
| દ્વિ૦ પુ૦ | તમે ચડશો | તમે ચડશો | તમે ચડજો | |
| તૃ૦ પુ૦ | તેઓ ચડશે | તેઓ ચડશે | — | |

**ભૂતકાલ.**

| | | | | |
|---|---|---|---|---|
| એકવ૦ પ્ર૦ પુ૦ | (૧૬૮,૧૭૭) | હું ચડત† | — | ચડ્યો, ડી, ડ્યું. |
| દ્વિ૦ પુ૦ | — | તું ચડત | — | |
| તૃ૦ પુ૦ | — | તે ચડત | — | |
| અનેક૦ પ્ર૦ પુ૦ | — | અમે ચડત | — | ચડ્યા, ડી, ડ્યાં. |
| દ્વિ૦ પુ૦ | — | તમે ચડત | — | |
| તૃ૦ પુ૦ | — | તેઓ ચડત | — | |

**વિશેષભૂત.** ... ... ... એકવચન. ચડેલો, લી, લું.
અનેકવચન. ચડેલા, લી, લાં.

**સામાન્ય અથવા ભાવેરૂપ.** ... ... એકવચન. ચડવો, વી, વું.
અનેકવચન. ચડવા, વી, વાં.

**કારક.** ચડનાર ... ... ... એકવચન. ચડનારો, રી, રૂં.
અનેકવચન. ચડનારા, રી, રાં.

**સંબંધકભૂત.** ... ... ... ચડી, ચડીને.

---

* કોઈ ચડિશું, ચડશું, કહે. † કોઈ ચડતે કહે.

## ૧૭૫. શુદ્ધ (સહાયકારક વિના) રૂપો.

મૂળ, અકર્મક તથા સહાયકારક ક્રિયાપદ હો.

| વર્તમાન | | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. | આજ્ઞાર્થ | કૃદંત |
|---|---|---|---|---|---|
| એકવ૰ | પ્ર૰ | હું છું | હું હોઉં | — | હોતો૰† |
| | દ્વિ૰ | તું છે | તું હોય | તું હો‡ | |
| | તૃ૰ | તે છે. | તે હોય | — | |
| અનેક૰ | પ્ર૰ | અમે છિયે | અમે હઇયે | — | હોતા૰ |
| | દ્વિ૰ | તમે છો | તમે હો, હોઓ | તમે હો | |
| | તૃ૰ | તેઓ છે | તેઓ હોય | — | |
| **ભવિષ્યકાલ.** | | | | | |
| એકવ૰ | પ્ર૰ | હું હોઈશ, હઈશ. | હું હોઈશ, હઈશ | — | હોવાનો૰ |
| | દ્વિ૰ | તું હોશે, હશે* | તું હોશે, હશે.* | તું હોજે‡ | |
| | તૃ૰ | તે હોશે, હશે. | તે હોશે, હશે. | — | |
| અનેક૰ | પ્ર૰ | અમે હોઈશું, હઈશું | અમે હોઈશું, હઈશું | — | હોવાના૰ |
| | દ્વિ૰ | તમે હોશો, હશો | તમે હોશો, હશો. | તમે હોજો‡ | |
| | તૃ૰ | તેઓ હોશે, હશે | તેઓ હોશે, હશે. | — | |
| **ભૂતકાલ.** | | | | | |
| એકવ૰ | પ્ર૰ | (૧૬૮, ૧૭૭) | હું હોત.** | — | હતો૰ હવો૰ |
| | દ્વિ૰ | ,, | તું હોત | — | |
| | તૃ૰ | ,, | તે હોત | — | |
| અનેક૰ | પ્ર૰ | ,, | અમે હોત. | — | હતા૰ હવા૰ |
| | દ્વિ૰ | ,, | તમે હોત. | — | |
| | તૃ૰ | ,, | તેઓ હોત | — | |

**વિશેષભૂત**... ... ... ... એકવચન. હોયલો.‡
અનેકવચન. હોયલા૰

**સામાન્ય અથવા ભાવેરૂપ** ... ... એકવચન. હોવો૰‡
અનેકવચન. હોવા૰

**કારક.** હોનાર ... ... ... એકવચન. હોનારો૰
અનેકવચન. હોનારા૰

**સંબંધકભૂત.** ... ... ... હોઇ. હોઇને.‡

---

* એ સ્થળે હોઈશ. હઈશ પણ વપરાય છે. † છતો આ જૂનો કૃદંત 'છતાં,' 'છત'માં છે.

‡ આ રૂપોને સ્થળે હો ક્રિયાપદને પડતું મૂકીને **થા** વાપરે છે; જેમ—થા, થજે, થઈશ, થવાનો, થએલો ઇ૰. ** કોઈ હોવે કહે.

૧૭૬. અ.) મિશ્ર (સહાયકારકથી થનારાં) રૂપો. મૂળ;
અકર્મક ક્રિયાપદ ચડ.

**૧. દ્વિત્વવર્તમાનકાલ** (મુખ્ય તથા સહાયકારક બેહુના વર્તમાન રૂપો).

| | | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|---|
| એકવ૦ | પ્ર૦ | હું ચડું છું | ચડતો તી તું હોઉં, હઇશ |
| | દ્વિ૦ | તું ચડે છે | ચડતો તી તું હોય, હોશે |
| | તૃ૦ | તે ચડે છે | ચડતો તી તું હોય, હશે |
| અનેક૦ | પ્ર૦ | અમે ચડિયે છિયે | ચડતા તી તાં હઇયે, હઇશું |
| | દ્વિ૦ | તમે ચડો છો | ચડતા તી તાં હો, હશો |
| | તૃ૦ | તેઓ ચડે છે | ચડતા તી તાં હોય, હોશે |

**વર્તમાનભૂત** (મુખ્યનો વર્તમાન કૃદંત તથા સહાયકારકનો ભૂતકાલ).

ગત કાલે કાર્ય ચાલતું હતું પણ પુરૂં થયું ન હતું એવો અર્થ દેખાડે છે.*

| | | | | |
|---|---|---|---|---|
| એકવ૦ હું તું તે | ચડતો | હતો. | ચડતો | હોત |
| | ચડતી | હતી. | ચડતી | હોત |
| | ચડતું | હતું. | ચડતું | હોત |
| અનેક૦ અમે તમે તેઓ | ચડતા | હતા. | ચડતા | હોત |
| | ચડતી | હતી. | ચડતી | હોત |
| | ચડતાં | હતાં. | ચડતાં | હોત |

**૨. ભવિષ્યવર્તમાન** (મુખ્યનો ભવિષ્ય કૃદંત, સહાયકારકનો વર્તમાનકાલ).

ક્રિયા થવાની છે, તેનો ઠરાવ થઇ ચૂકેલો છે, એવો અર્થ દેખાડે છે.

| | | | |
|---|---|---|---|
| એકવ૦ | હું | ચડવાનો ની નું છું | ચડવાનો ની નું હોઉં, હઇશ |
| | તું | ,, ,, ,, છે | ,, ,, ,, હોય, હોશે |
| | તે | ,, ,, ,, છે | ,, ,, ,, હોય, હોશે |
| અનેક૦ | અમે | ચડવાના ની નાં છિયે | ચડવાના ની નાં હઇયે, હઇશું |
| | તમે | ,, ,, ,, છો | ,, ,, ,, હો, હોશો |
| | તેઓ | ,, ,, ,, છે | ,, ,, ,, હોય, હોશે |

**ભવિષ્યભૂત** (મુખ્યનો ભવિષ્ય કૃદંત અને સહાયકારકનો ભૂતકાલ).

ગત કાલમાં ક્રિયા થવાની હતી એવો અર્થ દેખાડે છે.

| | | | | |
|---|---|---|---|---|
| એકવ૦ હું તું તે | ચડવાનો | હતો | ચડવાનો ની નું | હોત |
| | ચડવાની | હતી | ,, ,, ,, | હોત |
| | ચડવાનું | હતું | ,, ,, ,, | હોત |

* કોઈ વેળા સહાયકારક અધ્યાહાર્ય હોય, પણ એથી અર્થ ફરતો નથી.

| | | |
|---|---|---|
| અનેક૦ અમે તમે તેઓ | ચડવાના હતા | ચડવાના ની નાં હોત |
| | ચડવાની હતી | ,, ,, ,, હોત |
| | ચડવાનાં હતાં | ,, ,, ,, હોત |

**૩. ભૂતવર્તમાન** (મુખ્યનો ભૂત કૃદંત અને સહાયકારકનું વર્તમાનરૂપ). ક્રિયા તરતજ થઇ છે, એ અર્થ દેખાડે છે.

| | | | |
|---|---|---|---|
| એકવ૦ | હું | ચડ્યો ડી ડ્યું છું | ચડ્યો ડી ડ્યું હોઉં, હોઇશ |
| | તું | ,, ,, ,, છે | ,, ,, ,, હોવ, હોશે |
| | તે | ,, ,, ,, છે | ,, ,, ,, હોય, હોશે |
| અનેક૦ | અમે | ચડ્યા ડી ડ્યાં છિયે | ચડ્યા ડી ડ્યાં હઇયે, હઇશું |
| | તમે | ,, ,, ,, છો | ,, ,, ,, હો, હશો |
| | તેઓ | ,, ,, ,, છે | ,, ,, ,, હોય, હોશે. |

**દ્વિત્વભૂત** (મુખ્યનો અને સહાયકારકનો ભૂત કૃદંત). ગત કાલે થઇ રહેલી ક્રિયાનો અર્થ દેખાડે છે.

| | | |
|---|---|---|
| એકવ૦ હું તું તે | ચડ્યો હતો | હું ચડ્યો, ડી, ડ્યું હોત |
| | ચડી હતી | તું ,, ,, ,, હોત |
| | ચડ્યું હતું | તે ,, ,, ,, હોત. |
| અનેકવ૦ અમે તમે તેઓ | ચડ્યા હતા | અમે ચડ્યા ડી ડ્યાં હોત |
| | ચડી હતી (ચડીઓ હતીઓ) | તમે ,, ,, ,, હોત |
| | ચડ્યાં હતાં | તેઓ ,, ,, ,, હોત. |

**૪. વિશેષભૂતવર્તમાન** (મુખ્યનો વિશેષભૂત કૃદંત અને સહાયકારક ક્રિયાપદનો વર્તમાનકાલ). કાર્ય તરતજ કરેલું છે એવો અર્થ દેખાડે છે.

| | | | |
|---|---|---|---|
| એકવ૦ | હું ચડેલો લી લું છું | હું ચડેલો લી લું હોઉં | હઇશ |
| | તું ,, ,, ,, છે | તું ,, ,, ,, હોય, | હશે |
| | તે ,, ,, ,, છે | તે ,, ,, ,, હોય, | હશે. |
| અનેક૦ | અમે ચડેલા લી લાં છિયે | અમે ચડેલા લી લાં હોઇએ, | હઈશું |
| | તમે ,, ,, ,, છો | તમે ,, ,, ,, હો, | હશો |
| | તેઓ ,, ,, ,, છે | તેઓ ,, ,, ,, હોય, | હશે. |

**વિશેષ દ્વિત્વભૂત** (મુખ્ય ક્રિયાપદનો વિશેષભૂત કૃદંત ને સહાયકારકનો ભૂતકાલ). ગત કાલે વિશેષભૂતને અર્થે થઇ રહેલી ક્રિયા દેખાડે છે.

| | | |
|---|---|---|
| એકવ૦ હું તું તે | ચડેલો હતો | હું ચડેલો લી લું હોત |
| | ચડેલી હતી | તું ,, ,, હોત |
| | ચડેલું હતું | તે ,, ,, હોત. |

| | | |
|---|---|---|
| અનેક૦ અમે તમે તેઓ | ચડેલા હતા | અમે ચડેલા હોત |
| | ચડેલી હતી | તમે ,, ,, હોત |
| | ચડેલાં હતાં | તેઓ ,, ,, હોત |

આ). હો ક્રિયાપદનાં પણ કેટલાંએક મિશ્રરૂપો છે.

દ્વિત્વવર્તમાન. હું હોઉં છું, તું હોય છે ઇ૦.

વર્તમાનભૂત. હું હોતો હતો, હોતી હતી ઇ૦. હોતો હવો, હોતી હવી ઇ૦.
ભવિષ્યવર્તમાન. હું હોવાનો—'ની—'નું છું ઇ૦.
ભવિષ્યભૂત. હું હોવાનો હતો ઇ૦.

હો ક્રિયાપદનાં મિશ્રરૂપો કોઇ વેળા સહાયકારક જેવાં વપરાય છે;— 'થતું હોયછે,' 'કરવાનું હોય છે,' 'કરેલું હોય છે.'

૧૭૭. ક્રિયાપદ સકર્મક હોય, પણ જો તેનો કર્તા તૃતીયામાં (કરણ વિભક્તિમાં), અને કર્મ પ્રથમામાં આવે, તો **કર્મણિ** પ્રયોગ થાય છે; 'મેં કામ કર્યું;' 'મારે કામ કરવું.' ગુજરાતીમાં તૃતીયાનો કરણાર્થ પંચમીને પણ વળગ્યો, માટે સત્વભેદમાં સકર્મક ક્રિયાપદ આવે, તો કર્મ પ્રથમામાં અને કર્તા કરણાર્થે પંચમીમાં આવે છે; 'મારાથી કામ કરાયું;' 'તેનાથી ચોર પકડાયો.'*

ક્રિયાપ૦ અકર્મક હોય, અને કર્તા તૃતીયામાં અથવા કરણાર્થે પંચમીમાં આવે, તો **ભાવે** પ્રયોગ થાય છે; 'મારે ચાલવું;' 'મારે રહેવું;' 'મારાથી ચલાય છે;' 'મારાથી રહેવાય.' અકર્મકને કર્મ નથી માટે તેનો કર્મણિ પ્રયોગ થતો નથી.

કર્તા પ્રથમામાં હોય છે ત્યારે પ્રયોગ કર્તરિ છે, માટે જ્યારે કર્તા કરણાર્થે તૃતીયામાં કે પંચમીમાં આવે, તો પ્રયોગને કરણે કરી કહિયે તો નીચે પ્રમાણે ગોઠવણી થાય:—

**કર્તરિ અકર્મક**—હું આવું, હું જઉં, હું આવ્યો, ગયો.
,, **સકર્મક**—હું કરૂં, શિખું, બોલું; હું શિખ્યો, બોલ્યો.
**કરણે અકર્મક=ભાવેપ્રયોગ;**
અ). મારાથી (=મેં) અવાય, જવાય, ચલાય, રહેવાય.
આ). મારે (=મેં) આવવું, જવું, ચાલવું, રહેવું.
,, **સકર્મક=કર્મણિપ્રયોગ.**

---

* સંસ્કૃતમાં કરણાર્થે તૃતીયાજ વપરાય છે, માટે જહિં ગુજરાતીમાં એ અર્થે પંચમી આવે છે તહિં તૃતીયા આવે. ચરોતરમાં મૂળની રીત હજી ચાલે છે;-'મેં થયું.'=મારાથી થયું; 'મેં કેમ કહેવાય'=મારાથી કેમ કહેવાય. સકર્મક ક્રિયાપદના ભૂતકાળે મૂળની રીતિ બધે સાધારણે ચાલી, 'મેં કર્યું.'

અ ) મેં કર્યું, કહ્યું, વાળ્યું, ચડાવ્યું.

આ) મારાથી ( = મેં ) કરાય, કહેવાય, ચડાવાય.

ઇ ) મારે ( = મેં ) કરવું, કહેવું, વાળવું, ચડાવવું.

ઘણું કરીને સકર્મક ક્રિયાપદનો પ્રયોગ ભૂતકાલે કર્મણિ, કરણે, છે. 'ચડ' આ અકર્મક ક્રિયાપદનું કર્તરિ રૂપાખ્યાન લખીને, જમણી બાજૂએ તેના પ્રેરકભેદનાં કર્મણિ, કે કરણે, પ્રયોગનાં રૂપ દેખાડેલાં છે.

**કર્તરિ-પ્રયોગ. મૂળ ચડ. કર્મણિ પ્રયોગ. ચડનો પ્રેરક.**

**ભૂતકાલ.** નિશ્ચયાર્થ.

| | | | |
|---|---|---|---|
| હું | ચડ્યો ડી ડ્યું | મેં | ચડાવ્યો વી વ્યું. |
| તું | | તેં | |
| તે | | તેણે | |
| અમે | ચડયા ડી ડયાં | અમે | ચડાવ્યા વી વ્યાં. |
| તમે | | તમે | |
| તેઓ | | તેઓએ | |

**ભૂતવર્તમાનકાલ.** નિશ્ચયાર્થ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હું | ચડયો | ડી | ડયું | છું | મેં | ચડાવ્યો વી વ્યું છે. |
| તું | ,, | ,, | ,, | છ | તેં | |
| તે | ,, | ,, | ,, | છે | તેણે | |
| અમે | ચડયા | ડી | ડ્યાં | છિયે | અમે | ચડાવ્યા વી વ્યાં છે. |
| તમે | ,, | ,, | ,, | છો | તમે | |
| તેઓ | ,, | ,, | ,, | છે | તેઓએ | |

સંશયાર્થ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હું | ચડયો | ડી | ડયું | હોઉં | મેં | ચડાવ્યો વી વ્યું હોય. |
| તું | ,, | ,, | ,, | હોય | તેં | |
| તે | ,, | ,, | ,, | હોય | તેણે | |
| અમે | ચડયા | ડી | ડયાં | હઇએ | અમે | ચડાવ્યા વી વ્યાં હોય. |
| તમે | ,, | ,, | ,, | હો | તમે | |
| તેઓ | ,, | ,, | ,, | હોય | તેઓએ | |

**દ્વિત્વભૂતકાલ.** નિશ્ચયાર્થ.

| | | | |
|---|---|---|---|
| હું તું તે | ચડયો હતો | મેં | ચડાવ્યો હતો. |
| | ચડી હતી | તેં | ચડાવી હતી. |
| | ચડયું હતું | તેણે | ચડાવ્યું હતું. |
| અમે તમે તેઓ | ચડયા હતા | અમે | ચડાવ્યા હતા. |
| | ચડી હતી | તમે | ચડાવી હતી. |
| | ચડયાં હતાં | તેઓએ | ચડાવ્યાં હતાં. |

### સંશયાર્થ.

| | | | |
|---|---|---|---|
| હું, તું, તે | ચડયો ડી ડયું હોત | મેં, તેં, તેણે, અમે, તમે, તેઓએ | ચડાવ્યો વી વ્યું હોત. ચડાવ્યા વી વ્યાં હોત. |
| અમે, તમે, તેઓ | ચડયા ડી ડયાં હોત | | |

## વિશેષભૂતવર્તમાનકાલ. નિશ્ચયાર્થ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હું | ચડેલો | લી | લું | છું | મેં | ચડાવેલો લી લું છે. ચડાવેલા લી લા છે. |
| તું | ,, | ,, | ,, | છે | તેં | |
| તે | ,, | ,, | ,, | છે | તેણે | |
| અમે | ચડેલા | લી | લાં | છિયે | અમે | |
| તમે | ,, | ,, | ,, | છો | તમે | |
| તેઓ | ,, | ,, | ,, | છે | તેઓએ | |

### સંશયાર્થ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હું | ચડેલો | લી | લું | હોઉં | મેં | ચડાવેલો લી લું હોય. ચડાવેલા લી લાં હોય. |
| તું | ,, | ,, | ,, | હોય | તેં | |
| તે | ,, | ,, | ,, | હોય | તેણે | |
| અમે | ચડેલા | લી | લાં | હઇયે | અમે | |
| તમે | ,, | ,, | ,, | હો | તમે | |
| તેઓ | ,, | ,, | ,, | હોય | તેઓએ | |

## વિશેષદ્વિત્વભૂત. નિશ્ચયાર્થ.

| | | | | |
|---|---|---|---|---|
| હું તું તે | ચડેલો હતો | મેં | ચડાવેલો હતો. |
| | ચડેલી હતી | તેં | ચડાવેલી હતી. |
| | ચડેલું હતું | તેણે | ચડાવેલું હતું. |
| અમે તમે તેઓ | ચડેલા હતા | અમે | ચડાવેલા હતા. |
| | ચડેલી હતી | તમે | ચડાવેલી હતી. |
| | ચડેલાં હતાં | તેઓએ | ચડાવેલાં હતાં. |

### સંશયાર્થ.

| | | | |
|---|---|---|---|
| હું, તું, તે | ચડેલો લી લું હોત | મેં, તેં, તેણે, અમે, તમે, તેઓએ | ચડાવેલો લી લું હોત. ચડાવેલા લી લાં હોત. |
| અમે, તમે, તેઓ | ચડેલા લી લાં હોત | | |

## નકારવાચક ક્રિયાપદ, અથવા નિષેધાર્થ રૂપો.

૧૭૮. નકાર અથવા નિષેધાર્થ શબ્દ ન, ના, નવ, નહિ, અને આજ્ઞાર્થમાં મા, છે. ક્રિયાપદની સાથે આ શબ્દને મેળવવાની એક રીતિ નીચે છે;—

### શુદ્ધ રૂપો. હો ક્રિયાપદ.

નિશ્ચયાર્થ. વર્તમાનકાલ. હું નથી. તું નથી. તે નથી.
અમે નથી. તમે નથી. તેઓ નથી.*

ભવિષ્યકાલ. હું ન હઈશ. તું ન હશે. તે ન હશે ઇ૦.

ભૂતકાલ. હું ન હતો તી તું. તું ન હતો તી તું તે ન હતો તી તું.
અમે ન હતા તી તાં. તમે ન હતા તી તાં. તેઓ ન હતા તી તાં.

સંશયાર્થ. વર્તમાનકાલ. હું ન હોઉં. તું ન હોય. તે ન હોય.
અમે ન હઈયે. તમે ન હો. તેઓ ન હોય.

ભવિષ્યકાલ. હું ન હઇશ ઇ૦. નિશ્ચયાર્થનાં રૂપ પ્રમાણે.

ભૂતકાલ. હું ન હોત. તું ન હોત. તે ન હોત ઇ૦.

આજ્ઞાર્થ. વર્તમાન. હોતો ના, ન હો ઇ૦; પણ એને ઠેકાણે થા ક્રિયાપદના રૂપો.

ભવિષ્ય. ન હોજે, હોઈશ ના, હોઈશ મા ; થાના રૂપો વપરાય.

કૃદંત. વર્તમાન. ન છતાં. ન હોતો ઇ૦. થાના રૂપો વપરાય.

ભૂત. ન હતો. ન હવો ઇ૦.

વિશેષભૂત. ન હોએલું ઇ૦. ન થએલું ઇ૦; (કે ન થયલું ઇ૦.)

સંબંધકભૂત. ન હોઇ. ન હોઇને.

સામાન્ય કે ભાવેરૂપ. ન હોવો, વી, વું ઇ૦.

કારક. ન હોનારો, રી, રૂં, ઇ૦. ન હોનાર.

નિશ્ચયાર્થ. દ્વિત્વવર્તમાન. હું હોતો તી તું નથી.

વર્તમાનભૂત. થા ધાતુના રૂપો લીધેલાં છે; હું થતો ન હતો ઇ૦.

ભવિષ્યવર્તમાન. હું હોવાનો ની નું નથી, ઇ૦.

ભવિષ્યભૂત. હું હોવાનો ન હતો. 'થા' નાં રૂપો લીધેલાં છે.

સંશયાર્થ. દ્વિત્વવર્તમાન. હું હોતો ન હોઉં ઇ૦.

વર્તમાનભૂત. થા ધાતુનાં રૂપો લીધેલાં છે.

---

* નથી, નાસ્તિ (ન છે), આનો અપભ્રંશ. મૂળ ભાષામાં આ શબ્દ એકવચન તૃતીય પુરૂષનો છે, પણ ગુજરાતીમાં બેહુ વચને અને ત્રણે પુરૂષમાં વપરાય છે.

**ભવિષ્યવર્તમાન.** હું હોવાનો ની નું હોઉં ઇ૦. થવાનો ઇ૦.

**ભવિષ્યભૂત.** થા ક્રિયાપદનાં રૂપો વપરાય છે.

### કર ક્રિયાપદનાં નિષેધાર્થ રૂપો.

૧૭૯. **શુદ્ધ રૂપો. નિશ્ચયાર્થ. વર્તમાન.** હું ન કરૂં ઇ૦.

એને ઠેકાણે દ્વિત્વવર્તમાનકાલના રૂપો વપરાય છે.

**ભવિષ્ય.** હું ન કરીશ, હું કરીશ નહિ ઇ૦. [તું ન કરીશ, કરીશ ના, ઇ૦. દ્વિતીય પુરૂષનું રૂપ ઘણુંકરીને આજ્ઞાર્થમાં વપરાય છે, માટે એને ઠેકાણે ભવિષ્ય વર્તમાન કાલનું મિશ્ર રૂપ આવે છે].

**ભૂત.** મેં ન કર્યો. કર્યો નહિ ઇ૦.

**સંશયાર્થ. વર્તમાન.** હું ન કરૂં. હું કરૂં નહિ ઇ૦.

**ભવિષ્ય.** હું ન કરીશ, હું કરીશ નહિ. અમે ન કરિયે. કરિયે નહિ ઇ૦.

**ભૂત.** હું ન કરત, તું ન કરત, હું કરત નહિ, તું કરત નહિ ઇ૦.

**આજ્ઞાર્થ. વર્તમાન.** તું કર ના, તું ના કર; કરતો-તી-તું ના; કર મા; કરતો તી તું મા; તમે કરો ના; કરતા તી તાં ના.

**ભવિષ્ય.** તું કરીશ ના, ના કરીશ, કરશે મા, મા કરશે ઇ૦.

**કૃદંતો.** ન, ના, નહિ, આવા અર્થના શબ્દો કૃદંતોની સાથે બોલ્યાથી નિષેધાર્થ થાય છે.

**નિશ્ચયાર્થ. દ્વિત્વવર્તમાન.** હું કરતો નથી, કરતી નથી ઇ૦.

**વર્તમાનભૂત.** હું કરતો ન હતો, કરતી ન હતી ઇ૦.

**ભવિષ્યવર્તમાન.** હું કરવાનો ની નું નથી.

**ભવિષ્યભૂત.** હું નહિ કરવાનો હતો, હું કરવાનો ન હતો ઇ૦.

**ભૂતવર્તમાન.** મેં, તેં ઇ૦ કર્યો નથી, કરી નથી, કર્યું નથી.

**દ્વિત્વભૂત.** મેં, તેં ઇ૦ કર્યો ન હતો. કરી ન હતી ઇ૦.

**વિશેષભૂતવર્તમાન.** મેં ઇ૦ કરેલો નથી, કરેલી નથી ઇ૦.

**દ્વિત્વવિશેષભૂત.** મેં ઇ૦ કરેલો ન હતો, કરેલી ન હતી ઇ૦.

**સંશયાર્થ. દ્વિત્વવર્તમાન.** હું ન કરતો તી તું હોઉં.

**વર્તમાનભૂત.** હું ન કરતો તી તું હોત. હું કરતો તી-તુ ન હોત ઇ૦.

**ભવિષ્યવર્તમાન.** હું ન કરવાનો ની નું હોઉં. હું કરવાનો ની નું ન હોઉં ઇ૦.

**ભવિષ્યભૂત.** હું ન કરવાનો ની નું હોત. હું કરવાનો ની નું ન હોત.

**ભૂતવર્તમાન.** મેં ઇ૦ ન કર્યો રી યું હોય. કર્યો રી યું ન હોય.

દ્વિત્વભૂત. મેં ઈ૦ ન કર્યો રી યું હોત. કર્યો રી યું ન હોત.
વિ૦ ભૂ૦ વર્ત૦. મેં ન કરેલો લી લું હોય.
દ્વિત્વ વિ૦ ભૂત. મેં ન કરેલો લી લું હોત.

१८०. **अपूर्ण क्रियापद.** प्र. अपूर्ण क्रियापद एटले शुं?

ઉ. જેને બધાં રૂપ લાગતાં નથી તે અપૂર્ણ ક્રિયાપદ કહેવાય છે; માટે **હો** અપૂર્ણ છે. સૂ, વહે, ભર, ઈ૦ કર્મકભેદનાં રૂપમાં વપરાતાં નથી, માટે તેમને અધુરાં ગણાય, પણ એમના વિષે કંઇ વિશેષ વર્ણન કરવું અગત્ય નથી; કેમકે તેમનાં રૂપો સાધારણ રીતિયે ચાલે છે. પણ (જોઇયે, કે) જોઈએ, આ ક્રિયાપદ કંઇ ભિન્ન છે. **યુજ** ધાતુનો સત્ત્વભેદ **યુજ્યતે**, એનો અપભ્રંશ એ છે. (**ય**=જ (१०७ ઊ), ઉનો ગુણ થયે **ઓ**, માટે **યુ**=**જો**; જ્યનો જ ઉડી ગયો, અને રહેલો **ય** નો લઘુ પ્રયત્ન ઉચ્ચાર થયે સવર્ણ ઈ થયો; પછી છેલ્લો પ્રત્યય 'તે,' એનો યે કે **એ** થયો, १०७ ઈ, ક.)

| | | | |
|---|---|---|---|
| શુદ્ધ રૂપો. | નિશ્ચયાર્થ. | વર્તમાનકાલ. | જોઇએ.* |
| | સંશયાર્થ. | ભવિષ્યકાલ | જોઇશે.* |
| | સંશયાર્થ. | ભૂતકાલ. | જોઈઅત. |
| | કૃદંત. | વર્તમાન. | જોઇતો તી તું. |
| | | | જોઇતા તી તાં. |
| મિશ્ર રૂપો, | નિશ્ચયાર્થ, | દ્વિત્વવર્તમાન. | જોઇએ છે. |
| | | વર્તમાનભૂત. | જોઇતો હતો, જોઇતી હતી. |
| | | | જોઇતું હતું, જોઇતા હતા ઈ૦. |
| | સંશયાર્થ, | દ્વિત્વવર્તમાન. | જોઇતો તી તું હોય. |
| | | | જોઈતા તી તાં હોય. |
| | | વર્તમાનભૂત. | જોઇતો તી તું હોત. |
| | | | જોઇતા તી તાં હોત. |

**ટીકા.** युज् ધાતુથી ગુજરાતી જો આવ્યો છે, માટે જોમાં તથા જોઇએમાં મૂળે સકર્મક ક્રિયાપદનો તથા તેના સત્ત્વભેદનો સંબંધ છે. પણ આંખે

* કોઈ "જોઇએ છિયે," "જોઈશું," કહે છે; એમાં મૂળની વિસ્મૃતિ છે; मया तद् युज्यते, મારે તે જોઈએ. આ ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ છે, માટે એની સાથે તૃતીયા વિભક્તિ, અને પુરૂષ તૃતીય છે; તેણે કરવું જોઈએ, તેઓએ આવવું જોઈએ.

જોવું એ અર્થ જોઇએમાં રહ્યો નહિ. બીજા અર્થો, એટલે, ખપ છે, ઇચ્છા છે, અગત્યે છે, ઘટાર્થ છે, એઓ સંસ્કૃતમાં પણ સહરૂપ युज्यते ની સાથે કંઇ વળગવા લાગ્યા, અને તેથી ગુજરાતીમાં ચાલ્યા. એજ રીતિયે હિંદીમાં इष ધાતુથી ચાહીએ, અને મરાઠીમાં पश् (दृश्) ધાતુથી પાહા અને પાહિજે?

## સંયુક્ત ક્રિયાપદ વિષે.

૧૮૧. કેટલાંએક ક્રિયાપદ બીજાંની સાથે એવો સંબંધ રાખે છે કે તેમનાથી સંયુક્ત અર્થ ઉત્પન્ન થાય છે. તેથી અર્થની વૃદ્ધિ, ને બીજા વિકાર થાય છે. એ રીતે મળેલાંને **સંયુક્ત ક્રિયાપદ** કહિયે છિયે. જોડમાં પહેલાંને **વિકૃત,** એટલે બદલાયલું કહિયે; કેમકે તેના અર્થનો વિકાર વિશેષે કરીને થાય છે; અને બીજાને **વિકારક,** એટલે બદલાવનાર કહિયે; કેમકે તેથી બીજાનો અર્થ બદલાય છે. જા, આવ, ચૂક, નાખ, લાખ, શક, લાગ, માંડ, કર, લે, દે, મૂક, રાખ, રહે, ઇત્યાદિ વિકારક થઇ વિકૃતના અર્થને ફેરવે છે. વિકારકને કાલ, વચન, પુરૂષ ઇત્યાદિનાં રૂપ લાગે, અને વિકૃત કોઇ કૃદંતના રૂપમાં રહે છે. સંબંધક ભૂત કૃદંત વિશેષે કરીને એવા કામમાં આવે છે, પણ કોઇ વેળા વર્તમાન તથા ભૂત કૃદંતો, અને સામાન્ય રૂપ પણ, એવા કામમાં આવે.

૧૮૨. **સંબંધક ભૂત કૃદંતની સાથે મળનારાં ક્રિયાપદ** (૧૭૦).

**जा.** ગતિવાચક અકર્મક ક્રિયાપદ. સંયુક્ત પણ અકર્મક. વિકૃતના અર્થમાં વધારો અને સંપૂર્ણતા કરાવે છે; જે૦—થા, થઇ જા. મર, મરી જા. નાસ, નાસી જા. ચડ, ચડી જા. બેસ, બેસી જા. બીજા કૃદંતોની સાથે આ વિકારકની બીજી અસરો થાય છે, તેનું વર્ણન આગળ આવશે (૧૮૩).

**चुक.** વિકારક તથા સંયુક્ત અકર્મક. આ ક્રિયાપદનો અર્થ કોઈ વેળા ભૂલવું, અને કોઇ વેળા સમાપ્તિ કરવી. વિકારકમાં સમાપ્તિનો અર્થ ચાલે છે; જે૦—થવું, થઇ ચુકવું; દોડવું, દોડી ચુકવું; કહેવું, કહી ચુકવું.

**नाख—लाख.** એ બેઉ એકજ ક્રિયાપદનાં રૂપ છે. વિકારક તથા સંયુક્ત, સકર્મક. ઝડપથી પોતાની પાસેથી દૂર કરવું—ફેંકવું. વિકૃતની ક્રિયા વિષે સંપૂર્ણતા અને કંઇ ત્વરા દેખાડે છે; જે૦—માર, મારી નાખ; કહાડ, કહાડી નાખ; ધો, ધોઇ નાખ. કોઇ પ્રાંતમાં નાખને સ્થલે લાખ વધારે વાપરે છે.

पड. વિકારક તથા સંયુક્ત અકર્મક. વિકૃતની ક્રિયાનું કંઇ ઓચિંતાપણું, અને કર્તાની કંઇ આગ્રહતા દેખાડે છે; જેમ—વળગ, વળગી પડ; આવ, આવી પડ; જા, જઇ પડ.

पाड. પડનો કર્મકભેદ. ઝાલ, ઝાલી પાડ; માર, મારી પાડ.

शक. વિકારક તથા સંયુક્ત અકર્મક. સામર્થ્ય—પરાક્રમનો અર્થ દેખાડે છે, જેમ—કર, કરી શક; થા, થઇ શક. આ સંયુક્તમાં સંબંધક કૃદંતનો અર્થ સામાન્ય રૂપને સમાન છે.

ले. વિકારક તથા સયુક્ત બેહુ સકર્મક. ગ્રહણ કરવું—પામવું. સંયુક્તમાં, પોતાનું કરવું; જેમ—સમજ, સમજી લે; શિખ, શિખી લે; કર, કરી લે.

दे. વિકારક, સંયુક્ત બેહુ સકર્મક. બીજાને સ્વાધીન કરવું—આપવું. લે, એને ઉલટો અર્થ. વિકૃતની ક્રિયા વિષે સંપૂર્ણતા, અને ત્વરા પણ દેખાડે છે; જેમ નાખ, નાખી દે; તજ, તજી દે; મૂક, મૂકી દે; ચડાવ, ચડાવી દે.

रहे. વિકારક તથા સંયુક્ત અકર્મક. સ્થિરતાનો અર્થ દેખાડે છે. વિકારકની ક્રિયા પૂર્ણ થઇ થંભી છે એવું દેખાડે છે; જેમ કર, કરી રહેવું; થા, થઇ રહેવું; શિખ, શિખી રહેવું.

**१८३. વિકૃતના વર્તમાન કૃદંતની સાથે મળનાર વિકારક.**

જા, આવ, રહે, થા, એઓથી વિકૃતના વર્તમાન અર્થને ટેકો મળે છે.

जा. ગતિવાચક અકર્મક. વિકારકના વર્ણ પ્રમાણે સંયુક્તનો છે. વિકૃતની ક્રિયા વિષે અભ્યાસ, કે ચલુપણું દર્શાવે છે; જેમકે—લખ, લખતો જા; વાંચ, વાંચતો જા; બગડે છે, બગડતું જાય છે; ચાલ્યું, ચાલતું ગયું (१८२).

आव. અકર્મક ક્રિયાપદ. જા, એનો ઉલટો અર્થ—ગતિની સામી દિશા દેખાડે છે; બગડતું આવવું. ચાલતું આવ્યું. લખતો આવ.

रहे. અકર્મક ક્રિયાપદ. વિકારકના વર્ણ પ્રમાણે સંયુક્તનો થાય છે. સ્થિરતાનો અર્થ દેખાડે છે, અને વિકૃતની ક્રિયાની સંપૂર્ણતા દર્શાવે છે; ગયો, જતો રહ્યો; ચડે છે, ચડતો રહે છે.

था. સ્થિતિ વિકારવાચક અકર્મક. નવી સ્થિતિમાં આવવું. વિકૃતની ક્રિયાના અર્થનો વધારો દેખાડે છે; ચાલ્યો, ચાલતો થયો.

**१८४. ભૂતકૃદંતની સાથે મળીને સંયુક્ત ક્રિયાપદ જેવાં કોઈ**

**થાય છે.** તેઓ ખરાં સંયુક્ત ક્રિયાપદમાં ગણાય નહિ ખરાં, પણ તેમની સાથે કંઇ મળે એવાં છે, માટે તેમને સંભારવાં જોઇએ.

कर. સકર્મક. વિકૃતના ભૂતકૃદંતની સાથે મળે તો અભ્યાસનો અથવા નાથુપણાનો અર્થ દેખાડે છે; કરવું, કર્યા (કર્યાં) કરવું; વાંચવું, વાંચ્યા (વાંચ્યાં) કરવું.

जा. વિકારક થઇ સત્યાર્થ દેખાડે છે, મારવું, માર્યા ગયા; લખવું, લખ્યા-લખ્યું જવું (૧૮૩).

**૧૮૫. સામાન્ય રૂપની સાથે બીજાં ક્રિયાપદ** મળે તો ખરૂં સંયુક્ત ક્રિયાપદ થતું નથી ખરૂં, પણ કોઇ વેળા સંયુક્ત જેવાં કંઇ દેખાય છે.

आव. સિદ્ધતાનો—પૂરા સમયનો અર્થ દેખાડે છે; જેમકે—"એના દિવસ થવા આવ્યા."

कर. યત્ન અથવા ઇચ્છા દેખાડે છે; જેમકે—"તે પેસવા કરે છે," "તે મને મારવા કરે છે;" એટલે પેસવા—મારવા વિષે ઇચ્છા કે પ્રયત્ન કરે છે.

लाग. પાસે હોવું—વળગ્યું રહેવું. કોઇ ક્રિયાની સાથે વળગીને તેનો આરંભ કરવો; "મારવા લાગવું;" "પાડવા લાગવું;" "શિખવા લાગવું."

माड. નોંધવું-મૂકવું. કોઇ ક્રિયા વિષે પ્રયત્ન ઠરાવી આરંભ કરવો; કરવા માડવું, શિખવા માડવું. આ ક્રિયાપદ સકર્મક છે. એનો અકર્મક મૂળ મંડ છે; તેનું સંયુક્ત પણ અકર્મક છે; તે કરવા મંડયો.

**૧૮૬. विषयपदथी साधित क्रियापद; નામની સાથે કર ક્રિયાપદ વાપર્યાથી;** જે૦—વિચાર કરવો, રાજ્ય કરવું. કોઇ વેળા શુદ્ધ ક્રિયાપદ છતાં પણ, તેના ધાતુથી સાધિત થયલા નામની સાથે કર ક્રિયાપદ મેળવ્યાથી તેના મળતા અર્થનું એક યુક્ત ક્રિયાપદ થાય છે; જે૦, ગાવું = ગાયન કરવું, વિચારવું = વિચાર કરવો, પસ્તાવું = પસ્તાવો કરવો. એવામાં કોઇ વેળા અર્થનો કોઇ ફેર થાય છે; જેમકે-માનવું, અને માન્ય કરવું; ધારવું અને ધારણ કરવું.

કર ક્રિયાપદને આ અર્થમાં વાપરવાની રૂઢિ સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ચાલી. सः विश्वासं करोति, તે વિશ્વાસ કરે છે; ते दयां कुर्वन्ति, તેઓ દયા કરે છે.

અ). **નામની સાથે થા ક્રિયાપદ** વાપર્યાથી; જે૦—તે મોટો થાય. સંસ્કૃતમાં भू ધાતુ એવાજ કામમાં લેવાય છે. सा माता भवति, તે મા થાય છે.

**સહ્યાર્થ.** એટલે સહેવાનો અર્થ, અનેક પ્રકારે દર્શાવાય છે:—

૧૮૯. સહ્યભેદે કરીને;—કરાયું; ખરચાયું; લખાયું (૧૪૧. ૧૫૩).

૧૯૦. खा ક્રિયાપદને નામની સાથે બોલવાથી;—'માર ખાય છે;' 'સોટી ખાય છે;' 'જૂતી ખાય છે.'

૧૯૧. जा ક્રિયાપદથી (૧૮૪); 'તેઓ માર્યા જાય છે;' 'પાને **લખ્યા નવ જાય** શ્રી ગણેશના ગુણગ્રામ.' ઓખાહરણ. ૧.

૧૯૨. સામાન્ય રૂપની સપ્તમી સાથે આવ ક્રિયાપદથી; જેવામાં આવે.

૧૯૩. સહ્યભેદનો પ્રત્યય **આ**, અને સહ્યાર્થદર્શક ક્રિયાપદ **જા**, એહુ એકજ મૂળનાં છે. સંસ્કૃત સહ્યાર્થ પ્રત્યય 'य'નાં પ્રાકૃતમાં બે રૂપ ईअ—इज्ज ' ચાલ્યાં. 'ईअ'નો ગુજરાતીમાં **આ**, 'इज्ज'નો **જા** થયાં; સંસ્કૃત पठ्य = પ્રાકૃત पढिअ—पढिज्ज =વંચા—વાંચ્યોજા. સંસ્કૃત પ્રત્યય 'य,' या ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયો છે, માટે એનો મૂળાર્થ જા છે. એવું સંભવ્યું છે કે 'य' પ્રત્યયનું અપભ્રંશ રૂપ 'જા,' મૂળના ક્રિયાપદના અર્થની સાથે ફરી મળી ગયું છે; या ક્રિયાપદનો यપ્રત્યય,—यનો ज्ज,—ज्जનો જા થયો.

## કર્તરિ, કર્મણિ, ભાવે, કરણે પ્રયોગ.* ક્રિયાનાથ.

**૧૯૪.** कर्मणि પ્રયોગનો ખરો અર્થ સહ્ય છે; સકર્મકના સહ્યભેદનો પ્રયોગ કર્મણિ છે, માટે તેણે—તેનાથી હું બંધાયો, તું બંધાયો, ઇ૦. એમાં કર્તાની વિભક્તિ તૃતીયા—કરણ, અથવા કરણને અર્થે પંચમી છે, અને કર્મની પ્રથમા છે. ઘણાંખરાં સકર્મક ક્રિયાપદને ભૂતકાલે કર્મણિ પ્રયોગ ચાલે છે (૧૯૯, ૨૦૦), પણ, તેણે હું કર્યો, એવું બોલવાની રૂઢિ ગુજરાતીમાં નથી, સંસ્કૃતમાં તેમ अहं कृतः કહિયે, પણ એને સ્થલે ગુજરાતીમાં 'તેણે મને કર્યો,' એવું કહે છે.

૧૯૫. કર્તરિ કર્મણિમાં અર્થનો ફેર નથી; "હું તે વાપરૂં છું" એમાં, અને "મારાથી તે વપરાય છે" એમાં, અર્થાંતર રહિત પ્રયોગાંતર છે. સંસ્કૃતમાં स तद् अकरोत्, કર્તરિ, અને तेन तत् कृतं, કર્મણિ (તેણે તે કર્યું), એહુ ચાલે છે. પણ કર્મણિ પ્રયોગ વધારે ચાલ્યો હશે, માટે અર્વાચીન પ્રાકૃતોમાં

* कर्तरि, કર્તૃની સપ્તમી; कर्मणि, કર્મન્‌ની સપ્તમી; भावे, ભાવની સપ્તમી; करणे (૧૭૭), કરણની સપ્તમી.

વધારે દેખાય છે. સંસ્કૃત ભૂતકાલનાં શુદ્ધ રૂપો*, અથવા તેમનાં અપભ્રંશ રૂપો ગુજરાતીમાં ચાલ્યાં નહિ, કેવળ ભૂતકૃદંતથી વેહવાર ચાલ્યો; એ કૃદંત મૂળે સહ્યાર્થનો છે, માટે તેનાં સાધિત થએલાં રૂપો પણ સહ્ય છે, અને સહ્યાર્થનો પ્રયોગ, એટલે કર્મણિ, તેમના વિષે ચાલ્યો.

૧૯૬. સકર્મક ધાતુથી સાધિત થનારાં સહ્યભેદમાં બધાં રૂપો કર્મણિ છે. મારાથી કામ કરાય, કરાશે, કરાયું, કરાત ઇ૦. કોઇ એને કર્મણિવાચક પણ કહે છે. (૧૭૭. ૨૦૧.*) અહિં કર્મ પ્રથમા છે, માટે પ્રયોગ કર્મણિ છે.

૧૯૭. સંશયાર્થમાં ભૂતકાલનું શુદ્ધ રૂપ કર્તરિ છે; જેમકે, હું કરત; પણ મિશ્ર રૂપોમાં સંશયાર્થનાં ભૂતકાલનાં રૂપો કર્મણિ છે; જેમકે, મેં કર્યું હોત, મેં કરેલું હોત. કારણ એ છે, કે 'હું કરત,' એ રૂપ કૃદંતનો અપભ્રંશ નથી, શુદ્ધ રૂપનો છે (૧૯૫*); મેં કર્યું હોત, મેં કરેલું હોત, એવામાં સહ્યાર્થનો કૃદંત આવે છે, માટે કર્મણિ પ્રયોગમાં વપરાય છે.

૧૯૮. **બધાં સકર્મક ક્રિયાપદના પ્રયોગ ભૂતકાલે કર્મણિ નથી;** જેમકે—અડ, અડક, ચૂક, જમ, પામ, બોલ, ભણ, લાવ, વળગ, શિખ, સમજ, અને બીજાં કોઇ હશે; હું જમ્યો, હું બોલ્યો, હું પામ્યો, શિખ્યો કહે છે; પણ મેં જમ્યો, મેં બોલ્યો, ઇ૦ નથી કહેતા. એમાં સહ્યાર્થની વિસ્મૃતિ હશે.

ઓચ્ચર, કરડ, જણ, જીત, ડસ, તજ, પરણ, ભાખ, ભૂલ, રમ, વિસર, વ્યાપ, સાંખ, હાર, અને બીજાં હશે, જેમનો પ્રયોગ ભૂતકાલે કોઇ વેળા કર્મણિ, અને કોઇ વેળા કર્તરિ છે. કાવ્યમાં એવું આવે છે. આ ક્રિયાપદનાં કોઇ તો મૂળે અકર્મક હોય; જેમકે, લાવ = લઇ આવ હશે; પણ બીજાં વિષે એવો કોઇ ખુલાસો જડતો નથી. મને ભાસે છે કે જેમ સંસ્કૃતમાં કોઇ આત્મને (મૂળે અકર્મક), કોઇ પરસ્મૈ (મૂળે સકર્મક) છતાં પણ કોઇ ઉભયપદ—બેહુપદ—ના હોય છે, અને પરસ્મૈને અર્થે કોઇ આત્મને રૂપનાં, અને આત્મનેના અર્થમાં કોઇ પરસ્મૈ રૂપનાં વપરાય છે, તેમ ગુજરાતીમાં પણ કોઇ ક્રિયાપદ વર્ણે સકર્મક છતાં પણ અકર્મક ક્રિયાપદના સાધારણ પ્રયોગમાં (કર્તરિ પ્રયોગમાં) ચાલે છે.

૧૯૯. કર આદિક ક્રિયાપદ, જેમને ભૂતકાલે કર્મણિ ચાલે છે, એ કાલનાં બધાં રૂપમાં કર્મણિનો સ્વીકાર નથી કરતા;—હું કરતો હતો, હું કરવાનો હતો,

---

*સંસ્કૃતમાં ભૂતકાલનાં શુદ્ધ રૂપો, આર્ષોક્તિએ કરીને, એટલે શબ્દની પૂર્વે કોઈ અક્ષર વધારીને થાય છે; જેમકે, भू ધાતુનાં—अभूत्, अभवत्, बभूव; कृ ધાતુનાં अकरोत्, अकार्षीत्, चकार. ભૂતકાલમાં પૂર્વાક્ષર વાપરવાની રીતિ ગુજરાતીમાં નહિ ચાલી. સંશયાર્થે अभूत्‌નો અપભ્રંશ **હોત**, અને अकरोत्‌નો **કરત**, ચાલ્યું (૧૯૭), માટે એનો પ્રયોગ કર્તરિ છે.

એમાં કર્તરિ પ્રયોગ ચાલે છે; કેમકે 'કરતો' એ વર્તમાન, અને 'કરવાનો' એ ભવિષ્ય કૃદંત છે; એઓમાં સત્ત્વાર્થ નથી.

**૨૦૦. ભાવે પ્રયોગ.** અકર્મક ક્રિયાપદ કર્મરહિત છે, માટે તેનો કર્મણિ પ્રયોગ થાય નહિ. જ્યારે અકર્મકનો કર્તા તૃતીયામાં, કરણ વિભક્તિમાં, કે કરણને અર્થે પંચમીમાં આવે, ત્યારે એનો પ્રયોગ ભાવે કહેવાય છે (૧૭૭). કર્મણિ પ્રયોગને, **કરણે સકર્મક**, અને ભાવે પ્રયોગને, **કરણે અકર્મક** કહેવાને ધારિયે છિયે (૨૦૧).*

**૨૦૧. ક્રિયાનાથ.** "ક્રિયાપદની જાતિ, વચન, કે પુરૂષ, જેના "પ્રમાણે બદલાય છે, તેનું નામ **ક્રિયાનાથ** પાડયું છે; જેમ, છોકરો ચોપડી "વાંચતો હતો. આ વાકયમાં 'વાંચતો' આ ક્રિયાપદનો ક્રિયાનાથ 'છોકરો' છે. "વળી, છોકરે પાટી લખી, આ વાકયમાં 'લખી' આ ક્રિયાપદનો ક્રિયાનાથ "'પાટી' છે." હોપ સાહેબનું વ્યાકરણ, પૃષ્ઠ ૨૨.

"જ્યારે ક્રિયાનાથ **કર્તા** હોય છે, ત્યારે કર્તરિ પ્રયોગ થાય છે; જેમ, હું "બોલું છું; તે લખતો; છોકરાં ભણતાં હતાં.—જ્યારે ક્રિયાનાથ **કર્મ** છે, "ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે; જેમ, મેં ચોપડી વાંચી; તેણે કાગળ લખ્યો. "જ્યારે કર્તા અથવા કર્મ ક્રિયાનાથ ન છતાં, ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ થાય છે, "ત્યારે **ભાવે પ્રયોગ** કહેવો; જેમ, મારે બેસવું; મારાથી બેસાયું. ભાવે "પ્રયોગમાંના ક્રિયાપદનાં રૂપને હમેશાં નાન્યતર જાતિનું એકવચનજ લાગે છે." હોપ વ્યા० ૯૪-૯૬. (૧૩૬).

---

*'करणे प्रयोग,' એ નામ વાપરિયે તો જાણવું, કે કરણે સકર્મકનો ક્રિયાનાથ કર્મ છે; કરણે અકર્મકનો ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ છે. ભાવાર્થે એકવચને જાતિરહિત છે, માટે કરણે અકર્મકમાં ક્રિયાપદ નાન્યતર એકવચનમાંજ આવે. करणे सकर्मक; મેં ગ્રંથ કર્યો; મારાથી ગ્રંથ કરાયો;—એમાં કર્મની જાતિ વચન પ્રમાણે કૃદંતના અક્ષર ફરે. करणे अकर्मक; 'મારાથી રહેવાતું નથી,' એટલે રહેવું એ થતું નથી.; 'રહેવું' એ નાન્યતર એકવચન છે, તેના પ્રમાણે કૃદંતનું રૂપ જોઈએ.

પંચમી વિભક્તિમાં કર્તાનો અર્થ છે, એ માનવાને બધા રાજી નથી. પણ સંભારવું, કે તૃતીયા તથા પંચમી વાપરતાં જે ભેદ ગુજરાતીમાં ચાલે છે, તે મૂળમાં નથી. मया कृतं, મેં કર્યું—મેં કરેલું; मया क्रियते, મેં કરાય (છે); मया कर्तव्यं, મેં કરવું; मया भूतं, મેં થયું—સંસ્કૃતમાં ચાલે. પણ ગુજરાતીમાં અકર્મકની સાથે તથા સકર્મકની સાથે પંચમી વપરાય છે;—"મારાથી થયું;" "મારાથી કરાયું." પંચમીએ તૃતીયાને—એટલે નવી રૂઢિએ જૂનીને—દબાવી દીધી છે. તોય પણ કોઈ ઉત્તમ ગ્રંથકર્તા મૂળની ખરી વિભક્તિ વાપરે છે;—

'વિદ્યાધન સૌ ધન વિષે સર્વોત્તમ કે'વાય,—
અક્ષય, અમુલ્ય, ને વળી ચોરે નવ ચોરાય.'

હિતોપદેશ. રણછોડભાઇ ઉદયરામ.

મૂળની રીતિ પ્રમાણે તૃતીયા વાપરવાની રૂઢિ ચરોતરમાં બહુ ચાલે છે (૧૭૭).

૨૦૨ થી તે ૨૨૧ સુધીમાં જે વિષયો પહેલી આવૃત્તિમાં હતા, તે અમણા વાક્યવિન્યાસના ભાગમાં સ્પાણેલા છે.

## ક્રિયાપદના પ્રત્યયાદિ વિષે.

૨૨૨. સંસ્કૃત ધાતુમાં અને ગુજરાતી ક્રિયાપદના મૂળમાં (૧૨૭) કંઇ ફેર હોય છે. સંસ્કૃત ધાતુ कृ, भू, दा, दृश्, या, रुद् = ગુજરાતી મૂળ કર, હો, દે, દેખ, જા, રડ. ક્રિયાપદના અર્થ, કાળ, વચનાદિના પ્રત્યય મૂળને લાગતાં ઘણુંકરીને તેના અક્ષરમાં કોઇ વિકાર થતો નથી; જેમકે, 'ચડ,' આ મૂળને ગમે તે પ્રત્યય લાગે પણ તે એમનેએમજ રહે છે; ચડું, ચડે, ચડશે, ચડતો, ચડવાનો, ઇ૦. પણ કેટલાંએક ક્રિયાપદના મૂળમાં વિકાર થાય છે; જેમકે—

| ધાતુ | ગુ૦ મૂળ. | મૂળમાં વિકાર. | ઉદાહરણ. |
|---|---|---|---|
| अस् } | છ (૧૦૭ ક્ષ) | — | છે |
| भू* } | હો (૧૦૭ ઙ) | હ | હો, હોત, હશે. |
| अस् | થા | થ | થાય, થશે. |
| कृ | કર (૧૦૭ ઙ) | કી | કરે, કરશે, કીધું. |
| कथ | કહ (૧૦૭ ε) | કહે (કેહે?) | કહેવું, કહે, કહેશે, (કેહેશે?) |
| दा | દે | દી (દહ) | દેશે, દીધું, (દહે, કાવ્યમાં) |
| दृश् | દેખ (૧૦૭ ऋ) | દી | દેખે, દીઠો. |
| मृ | મર (૧૦૭ ङ) | મૂ | મરે, મરશે, મૂઓ. |
| या† } | જા (૧૦૭ ऊ) | જ | જા, જાય, જશે. |
| गम् } | ગ (૧૦૭ औ) | — | ગયો. |
| युज् | જો (૧૦૭ ऊ, ङ, औ) | જુ | જોવું, જૂએ છે. |
| ला } | લે | લી, (લ). | લેવું, લીધું, (લઇશ). |
| (लभ्?) } | લહ (૧૦૭ ε) | — | લહે—કવિતામાં. |

૨૨૩. ક્રિયાપદના પુરૂષદર્શક પ્રત્યયો મૂળે પુરૂષવાચક સર્વનામ છે. સંસ્કૃત **प्रथम पुरुष**ના સર્વનામની એક પ્રકૃતિ **म** છે (૧૧૮); તે **मि** પ્રત્યયમાં દેખાય

---

* અસ્-ભૂ, આ બે ધાતુ મૂળ ભાષામાં મળતા અર્થના છે. ગુજરાતીમાં 'હો' ના રૂપાખ્યાનમાં કોઇ રૂપ અસ્નાં, અને કોઇ રૂપ ભૂનાં સાધિત થયલાં છે.

† યા-ગમ્, આ બે ધાતુ મૂળમાં મળતા અર્થના છે. ગુજરાતીમાં 'જા' મૂળના કોઈ રૂપ 'યા' ઉપરથી, અને બીજાં 'ગમ' ઉપરથી સાધિલાં છે.

છે. એનો અંત્યસ્વર ઉડી ગયે (૧૦૭ क), म અનુસ્વાર થયે (૧૦૭ ज), मिनी પૂર્વેના અ નો ઉ થયે (૧૦૭ ज), સંસ્કૃત अमि=ગુજરાતી ઉં (૨૨૬).

**૨૨૪. દ્વિતીય** પુરૂષનું સર્વનામ त्व નો વકાર નત્ર થયે, અને તકારનો સકાર થયે, સંસ્કૃત પ્રત્યય सि. પછી એનો સકાર ઉડી ગયે (૧૦૭ क), અને ઇનું કોઇ વેળા સંધિકાર્ય, અને કોઇ વેળા ગુણ* થયે, ગુજ૦ એ (૨૨૬).

**૨૨૫. તૃતીય** પુરૂષનું સર્વનામ तद्, એનો સંસ્કૃત પ્રત્યય ति થયો. તકાર ઉડી ગયે, અને ઇકારનું સંધિકાર્ય કે ગુણ* થયે ગુજરાતી એ. (૨૩૪).

૨૨૬. સંસ્કૃતમાં પરસ્મૈ તથા આત્મને પદનાં રૂપ છે. જૂની પ્રાકૃતમાં એ ભેદ કંઇ અનિશ્ચિત થયો; ગુજરાતીમાં સમૂળ ઉડી ગયો.

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| हसामि | હસામિ. હસમિ. હસમ્હિ. | હસું (૨૨૩) |
| हससि—’से | હસસિ-’સે | હસે (૨૨૪) |
| हसति—’ते | હસદિ-’દે. હસઇ-એ. | હસે (૨૨૫) |

૨૨૭. દ્વિતીય પુરૂષમાં કોઇ વેળા ઉં, ઉ, વાપરે છે; તું છું-છુ=છે. તું સર્વનામના ઉચ્ચાર ઉપરથી એ રૂપ ચાલ્યું હશે.

૨૨૮. કોઇ વેળા **આં** વાપરે છે; તું છાં=છે. સાંભળવામાં આવે છે કે વડનગરા નાગરોમાં એ વિશેષ ચાલે છે.

૨૨૯. ઉકારાંત ક્રિયાપદમાં આગમ વ લખે છે; જે૦ રૂવે, ધુવે; વળી કોઇ ધોવે, રોવે, કરે. ઇકારાંત ક્રિયાપદમાં આગમ ય આવે, પીયે; – અથવા ઇનો ગુણ થાય, પીએ.

**૨૩૦. અનેકવચન. પ્રથમ** પુરૂષના સર્વનામના મકાર (૧૧૮)ની સાથે, અનેકતાર્થે પ્રત્યય अस् (૧૦૯) મેળવે, સં૦ मस् પ્રત્યય થાય છે. આત્મને પદમાં महे † છે; એથી ગુજરાતી ઇએ. પ્રાકૃતમાં (આ)મો, (ઇ)મો, ઇ૦ (૨૩૩).

**૨૩૧. દ્વિતીય** પુરૂષનું સર્વનામ त्व, તેના અનેકવચન પરસ્મૈ પદમાં थ, અને આત્મને પદમાં ध्वे ‡, સંસ્કૃત પ્રત્યયો થયા. એના પ્રાકૃતમાં ત્થ, ત્થા, ધા, હ. આ છેલ્લાનો ગુજરાતી **ઓ** (૧૦૭ आ ड). એવા વિકારનાં ઉદાહરણો ઘણાં મળે છે; वधु વહુ; दधि દહિ; बधिर બહેરો; प्रहर પોર; महत् મોહું, महर्घ, મોઘું. (૨૩૩. ૨૪૨).

---

* સંધિકાર્ય થયે, हस+इ=હસે;-ગુણ થયે, पी+इ-ए=પીએ.
† પ્રાકૃત અમ્હે, ગુજરાતી અમે, એમની સાથે ‘મ્હે’નો મેળ દેખાય છે (૧૧૮).
‡ પ્રાકૃત તુમ્હ, ગુજરાતી તમે, એમની સાથે ध्वेનો મેળ દેખાય છે. (૧૧૯).

૨૩૨. તૃતીય પુરૂષના સર્વનામ तद्‌ની સાથે, અનેકતાનો અર્થ દર્શાવવા સારૂ, આગમ न મેળવ્યાથી, સંસ્કૃત પ્રત્યય न्ति. જૂની પ્રાકૃતમાં એ પ્રત્યય રહ્યો, પણ 'ગુજરાતીમાં યુક્ત વ્યંજન' ઉડી ગયો, પછી સ્વરનું સંધિકાર્ય થયે, અથવા ગુણ થયે, એ (૨૩૪). કાવ્યમાં ત્ત આવે; કરંત, વદંત.

૨૩૩. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતીમાં અનેકવચને પ્ર૦, દ્વિ૦, તૃ૦ પુરૂષનાં રૂપ—

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| हसामस्—'महे | હસામો હસિમો હસમ્હે ઇ૦ | હસિયે—'એ (૨૩૦) |
| हसथ—'ध्वे | હસથ હસિત્થા હસધ હસહ૦ ઇ. | હસો (૨૩૧) |
| हसन्ति—'न्ते | હસન્તિ ... ... ... | ...હસે—હસંત (૨૮૨) |

૨૩૪. ક્રિયાપદનો અંત્યસ્વર આ ઓ હોય, ત્યારે એક વચને દ્વિ૦ તૃ૦, અને અનેક વચને તૃ૦ પુરૂષમાં ય આવે છે, તે ઇ ને સ્થલે છે. મૂળ સ્વર હ્રસ્વ છે માટે યનો ઉચ્ચાર લઘુ પ્રયત્નથી છે. એમજ પીએ રૂએ ધુએ ઇ૦ માં એનો ઉચ્ચાર લઘુ પ્રયત્નથી છે, માટે હ્રસ્વ. ઇને સ્થલે ય કોઇ વેળા બીજા શબ્દમાં પણ આવે; કોઇ=કોય, તોઈ=તોય.

૨૩૫. મૂળ જોતાં હું કહું, તું કહે, ઇત્યાદિમાં સર્વનામની પુનરૂક્તિ છે; હું કહું=હું કહ હું; તે કહે=તે કહ તે (૨૨૩). પ્રત્યયનો મૂળાર્થ વિસર્યાથી તેની સાથે પૃથક સર્વનામ વાપરવાની રૂઢિ ચાલી. સંસ્કૃતમાં પૃથક સર્વનામ ક્રિયાપદની સાથે ભાગ્યેજ વપરાય છે, કેમકે પ્રત્યયના મૂળાર્થનું સ્મરણ રહ્યું.

૨૩૬. ભવિષ્યકાલમાં પુરૂષદર્શક પ્રત્યયો સંસ્કૃતમાં વર્તમાનકાળના જેવા છે. પણ તેમની તથા ક્રિયાની વચે, स्य—इष्य આવે છે. પ્રાકૃતમાં ભવિષ્યને અર્થે વિવિધ રૂપો છે:—

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| करिष्यामि—'ष्ये | કરિસ્સામિ. કરિસ્સં | કરીશ |
| करिष्यसि—'ष्यसे | કરિસ્સસિ | કરશે |
| करिष्यति—'ष्यते | કરિસ્સદિ | કરશે |
| करिष्यामस्—'ष्यामहे | કરિસ્સમો | કરીશું |
| करिष्यथ—'ष्यध्वे | કરિસ્સધ. કરિસ્સહ | કરશો |
| करिष्यंति—'ष्यंते | કરિસ્સંતિ | કરશે |

સં० स्य = પ્રા० स्स=ગુ० શ० ગુજરાતી પ્રથમ પુ०ના બેહુ વચનમાં રહ્યો, એકવ० પ્રથમ પુ० માં, પુરૂષદર્શક પ્રત્યય ઉડી ગયો. ( સં० આત્મને પદમાં મકાર ઉડી ગયો, અને પ્રા० करिस्सं માં मं અનુસ્વાર થયો.) ગુજરાતી અનેકવચને પ્ર० પુરૂષમાં મનો અનુસ્વાર (૧૦૭ उ), અને અનો ઉ (૧૦૭ क). થયા. બેહુ વચનમાં પુરૂષદર્શક રૂપો વર્તમાનકાલનાં જેવાં છે.

૨૩૭. કરિશ નહિ, પણ કરીશ લખિયે; કેમકે શકાર જોડાક્ષરને ઠેકાણે છે, માટે પૂર્વસ્વર દીર્ઘ થાય. કરીશુંને સ્થળે, કોઇ વેળા, કરીશાં સંભળાય છે; એમાં મૂળ करिष्यामसूનો સંબંધ વત્તો દેખાય છે. કરીશેં અતિ અપભ્રંશ છે इष्य=इ-स्य ; એમાં સકાર अस् ધાતુનો અંશ છે, અને યકારમાંજ ભવિષ્યાર્થ છે; પણ य=या=જા; માટે करिष्याति=કરવા જાય. ઇંગ્રેજી "He is *going* to do"ની સાથે મેળવવું.

**૨૩૮. भूतकाल.** નિશ્ચયાર્થમાં એનું શુદ્ધ રૂપ નથી (૨૪૫).

**૨૩૯. संशयार्थ** સંસ્કૃતમાં ભૂતકાલ અપ્રોક્તિએ કરીને, એટલે પૂર્વે અક્ષર વધારીને, થાય છે, પણ પુરૂષદર્શક પ્રત્યયો પણ વપરાય છે. ગુજરાતીમાં આપ્રોક્તિ સમૂળ ઉડી ગઇ, અને કેવળ તૃતીય પુરૂષનો પ્રત્યય त રહ્યો; असृजत् સૃજત, अयात् જાત, अकरोत् કરત, अभूत् હોત. ગુજરાતી ક્રિયાપદનો અંત્યસ્વર ઇ હોય, તો પ્રત્યય અત થાય છે; अयुज्यत् જોઇઅત (ઇ+અ=ય જોયત).

૨૪૦. આ પ્રત્યય તૃતીય પુ० એકવચનનો હોય, તોય પણ તે ત્રણે પુરૂષ અને બેહુ વચનમાં વપરાય. નથી=नास्ति વિષે એવીજ રૂઢિ ચાલી (૧૭૮).

**૨૪૧. आज्ञा**માં ત્વરા, ઝડપ છે; માટે એ અર્થનાં રૂપો સહેજે ટુંકાં થઇ જાય છે; વિશેષે એકવચન દ્વિતીય પુરૂષમાં એવું થાય; सृज, સૃજ; जय, જીત; इच्छ, ઇચ્છ. કોઇ સંસ્કૃત ક્રિયાપદને પ્રત્યય हि લાગે છે; તે ઉપરથી ઉત્તર ગુજરાતમાં, य; जानीहि, જાણ્યૅ; देहि, દેયૅ; ब्रूहि, બોલ્યૅ. પ્રાકૃતમાં પણ हससु—हसाहि—हस=હસ્ય-હસ. [हि=ત્વ, નરમ પડેલું સર્વનામ.]

૨૪૨. અનેકવચનમાં, સંસ્કૃત हसतનો પ્રાકૃત हसह થયો; એથી ગુ० હસો. એમ સંસ્કૃત कुरुत, પ્રાકૃત करह, કરો (૨૩૧, ૨૩૩).

૨૪૩. વિનંતિ, આશિષ, ઇત્યાદિ અર્થમાં, ઓ પ્રત્યય બેહુ વચનના, અને તૃતીય પુરૂષના અર્થમાં વપરાય. એવા પ્રસંગમાં તે સંસ્કૃત પ્રત્યય तु, न्तु નો અપભ્રંશ હશે. सः करोतु, તે કરો (એકવચન); ते कुर्वन्तु, તેઓ કરો; ઉદાહરણ, "પ્રભુ તમારૂં સારૂં કરો;" "તમારા લોક ઘણા થાઓ."

ભિન્ન ભિન્ન મૂળથી અભિન્ન અપભ્રંશ ઘણી વાર થાય છે (૧૦૭ ધ).

**૨૪૪. आज्ञार्थ. भविष्य.** ગુજરાતી ભવિષ્યાર્થ પ્રત્યય 'શ,' સં० स्यथी આવ્યો (૨૩૬). તેજ મૂળથી, સકાર ઉડી ગયે, અને य નો જ થયે, ગુ० પ્રત્યય જે (૧૦૭ ड). અભિન્ન મૂળથી થયલા ભિન્ન ભિન્ન અપભ્રંશના એક રૂપને એક અર્થ, બીજા રૂપને બીજો અર્થ વળગે; એમ स्यथी આવેલા શ ને સાધારણ ભવિષ્યાર્થ, અને જ ને આજ્ઞાનો ભવિષ્યાર્થ વળગ્યો.

૨૪૫. પ્રાકૃતમાં ज्ज-ज्जा પ્રત્યય આજ્ઞાર્થે, ભવિષ્યાર્થે, તથા વર્તમાનાર્થે વપરાય; होज्ज-होज्जा=હોય છે, હોશે, હોજે. (હિંદુસ્થાની ગા, એજ મૂળથી હોય). होज्जा આ રૂપ ગુજરાતી સંયુક્ત ક્રિયાપદ, "હોઇ જા, થઇ જા," જેવું દેખાય છે; મૂળે जा या અને ભવિષ્યાર્થ પ્રત્યય य માં સંબંધ છે (૨૩૭).

૨૪૬. જની સાથે એ, ઓ (કરજે—જો) દ્વિ० પુ०ના પ્રત્યયો આવે છે.

**૨૪૭. कृदंत. वर्तमान.** એનો પ્રત્યય પ્રાચીન આર્ય ભાષામાં न्तस्; એનો સંસ્કૃતમાં નરજાતિયે न्, નારીજાતિયે न्ती, નાન્યતર त्; याचन्—याचन्ती—याचत् = ગુ० યાચતો-'તી-'તું. મૂળ न्तस् લાટીન ગ્રીકાદિ ભાષામાં દેખાય છે. મૂળનો न લોપ થયે, અને स् ओ થયે (૧૦૭ अ), ગુજરાતી તો. આ પ્રત્યયનો પૃથકાર્થ દર્શક સર્વનામનો છે; याचन्तस् (याच+न्तस्) = જે યાચે તે.

**૨૪૮. भविष्य** = સામાન્ય રૂપની ષષ્ઠી (૨૫૧).

**૨૪૯. भूत.** સંસ્કૃત त्—इत् = ઈંગ્રેજી द्—इद् (d–ed) = લાટીન त् (fac-t-us). જાતિદર્શક પ્રત્યયની સાથે સંસ્કૃતમાં નર० तः નારી० ता, નાન્ય० तं; हसितः—'ता—'तं. પ્રાકૃતમાં 'त्' ઉડી ગયે हसिओ—हसियो, हसिआ, हसिअं—हसियं, એ ઉપરથી ગુજરાતી હસ્યો, હસી (=હસિ-ઈ), હસ્યું (૧૯૫).

આ વિકાર સાધારણે ચાલ્યો, પણ કોઇ ક્રિયાપદમાં મૂળના તકારની અસર હજી દેખાય છે, માટે ભૂતકાલે ત, ધ, ઠ, આવે છે; પીતઃ પીધો

| | | | | | |
|---|---|---|---|---|---|
| भूतः | હતો | कथितः | કીધો-કહ્યો | दृष्टः | દીઠો |
| सुप्तः | સૂતો | दत्तः | દીધો | (प्र)विष्टः | પેઠો |
| खादितः | ખાધો | भीतः | બીધો | (नि)विष्टः | બેઠો |
| कृतः | કીધો | लब्धः | લીધો | नष्टः | નાઠો |

આ પ્રત્યય પણ મૂળે દર્શક સર્વનામ છે; हासितः = જે હસ્ ( યો ) તે. સંસ્કૃતમાં આ કૃદંત સદ્યાર્થે ચાલે છે, માટે કર્મણિ પ્રયોગમાં આવે છે (૧૯૪).

૨૫૦. સંસ્કૃત त--इतનો બીજો વિકાર [તનો લ થયે (૧૦૭ उ), અને इનો ગુણ થયે ( ૧૦૭ ऊ ) ] વિશેષ ભૂતના પ્રત્યય **એલ**માં દેખાય છે; हसितः હસેલો. જે ક્રિયાપદને અંત્યે સ્વર સંભળાય છે તેમાં **એલ**નો **યલ** દક્ષિણ ગુજરાતમાં થાય છે; થએલું, ગએલું, ધોએલું=થયલું, ગયલું, ધોયલું, ઈ૦.

જે ક્રિયાપદના ભૂતકૃદંતમાં ત, ધ, ઠ ( ૨૪૯ ) આવે છે તેઓમાં આ પ્રત્યયની સાથે વિશેષ ભૂતનો પ્રત્યય પણ લાગે છે; સૂતેલો, ખાધેલો, કીધેલો, દીધેલો, બીધેલો, પીધેલો, લીધેલો, દીઠેલો, પેઠેલો, બેઠેલો, નાઠેલો; એમાં પ્રત્યય બેવડો છે; ત, ધ, ઠ+એલ (૧૦૭ ऐ). પણ હતો ઉપરથી હતેલો થતો નથી.

त—इतનો કોઇ વાર નકાર છે થાય; भीतः, બીનો. એમજ હિંદીમાં दत्तः, દીના; कृतः, કીના (૨૫૨).

સંસ્કૃત ભૂતકાલે आन પ્રત્યય આવે છે; बुबुधान. એના નકારનો ણકાર કરીને ( ૧૦૭ ग ), છપાણો, દીઠાણો, બંધાણો, ગવાણો=છપાયો, દેખાયો, બંધાયો, ગવાયો, ઈ૦ ઉત્તર ગુજરાતીમાં ચાલે છે.

**ઉપજ, નિપજ** ના ભૂતકાલમાં ઉપન્યું = ઉપજ્યું, નિપન્યું=નિપજ્યું ચાલે છે, તે સંસ્કૃત उत्पन्नं, निष्पन्नं ઉપરથી આવ્યું છે.

**૨૫૧. सामान्यरूप--भावरूप;** એ રૂપ अकाल कृदंत પણ કહેવાય છે. એમાં ગુજરાતીમાં ક્રિયાપદનો ભાવાર્થ વિશેષ્ય રૂપે આવે છે. એનો પ્રત્યય ગુજરાતીમાં **વું**; સંસ્કૃતમાં तव्यं; પ્રાકૃતમાં अव्वं છે. સંસ્કૃત हासितव्यं, = પ્રા૦ हसिअव्वं—हसेअव्वं (૧૦૭ छ)=ગુ૦ હસવું, મૂળ ભાષામાં આ પ્રત્યયને ભવિષ્યાર્થ, અવશ્યાર્થ અને સદ્યાર્થ લાગે છે. ગુજરાતીમાં એના અર્થ કેવા છે તે વાક્યવિન્યાસમાં વર્ણવાશે.

મૂળના ભવિષ્યાર્થની અસર વિશેષે કરી એમાં દેખાય છે, કે એની ષષ્ઠી ગુજરાતીમાં ભવિષ્ય કૃદંતના અર્થમાં વપરાય છે; હસવાનો-'ની-'નું.

**૨૫૨. તાં ઈ** પ્રત્યય સામાન્ય કૃદંતને અર્થે અસાધારણે ચાલે છે. **શિખવ, આવડ,** આ બે ક્રિયાપદની પૂર્વે બીજું ક્રિયાપદ આવે તો પૂર્વેનાને **તાં** પ્રત્યય લાગે; કર**તાં** શિખવ્યું; કર**તાં** આવડે. અહિં કરતાં = કરવા. રૂપજ જોતાં એવું ભાસે કે '**તાં**' વર્તમાન કૃદંતની નારી જાતિયે પુરાતન સપ્તમી હોય (૧૧૬); કોઇ પ્રસંગમાં એવું છે ખરૂં; **મારે આવતાં'** = મારા આવતામાં-આવતી વેળાએ. પણ, કરતાં શિખવ્યું, કર**તાં** આવડે, આ પ્રસંગમાં સપ્તમીનો અર્થ લાગુ થતો નથી. માટે મને ભાસે છે, કે સંસ્કૃત સામાન્ય કૃદંત તું નો અપભ્રંશ ( ઉ નો **આ** થયે ) **તાં** છે; कर्तुं अवबुध्यते = કરતાં આવડે છે; कर्तुं शिक्षयति = કરતાં શિખવે છે.

**શક, જાણ,** આ ક્રિયાપદની પૂર્વે બીજું ક્રિયાપદ આવે તો પૂર્વેનાને ઈ પ્રત્યય લાગે છે; **કરી** શકે; **કરી** જાણે. અહિં **કરી**નો અર્થ=કરવા. મરાઠીમાં ઈને સ્થળે ऊं છે; तो बोलूं शकतो = તે બોલી શકે છે. ऊं સંસ્કૃત तु નો અપભ્રંશ છે; સંસ્કૃત हसितुं = પ્રાકૃત इसेउं = મરાઠી हसूं ; અનુસ્વાર ઉડી ગયે, **ઊ** નમ્ર થઇને ઈ થયે, ગુજરાતી '**હસી.**' એવા વિકારનું બીજું ઉદાહરણ આંક ૨૫૬ માં છે.

**૨૫૩. कारक—कर्तृवाचक.** સંસ્કૃત ધાતુ **तृ**નો અર્થ **પાર** જવું – પાર થવું, એવો છે. એના ઉપરથી સંસ્કૃત પ્રત્યય तृ-ता થયો દેખાય છે. માટે कर्तृ—कर्ता =કાર્યને પાર પાડે તે. પૂર્વે એનું રૂપ कर्तृस् કે कर्तास् હશે. પછી તકારનો **ન**કાર થયે ( ૨૫૦ ), અને स्‌નો ઓ થયે ( ૧૦૭ મ ), ગુજરાતી કર**નારો**; જાતિદર્શક પ્રત્યય ઉડી ગયે કર**નાર.** એમ कर्नृ— कर्ता = कर्तास् = કરનાર.

૨૫૪. આ પ્રત્યય નામને અર્થે વપરાય છે; पितृ (=પાળનાર), मातृ, जानितृ (=જણનારી), भर्तृ (ધરનો ભાર સહનાર). પ્રાકૃતમાં भर्तृ = भट्टारो જાણે કે = પૂર્વ ભાષાનો भर्तारस्. યુરોપની ભાષાઓમાં આ પ્રત્યય अर, तॅार, थर (er, tor, ther) ને રૂપે ચાલે છે; Say-*er*, Do-*er*, Crea-*tor*, Fac-*tor*, Fa-*ther*, Mo-*ther*.

૨૫૫. **संबंधकभूत.** સંસ્કૃતમાં એના બે પ્રત્યય છે, त्वा—य, એમના અર્થમાં ફેર નથી. જ્યારે પૂર્વ શબ્દ વિના ક્રિયાપદ આવે છે ત્યારે त्वा પ્રત્યય વપરાય છે; જેમકે, जित्वा, જીતી; અને જ્યારે ઉપસર્ગાદિ પૂર્વ શબ્દ આવે છે ત્યારે य પ્રત્યય ચાલે છે; જેમકે, परिजित्य, જીતી. य નો ઉચ્ચાર નમ્ર થઈ ગુજરાતી પ્રત્યય ઈ ચાલ્યો; (परि)जित्य, જીતી; (प्र)गाय, ગાઈ.

य પ્રત્યય પ્રાકૃતમાં=इअ; (प्र)हस्य=हसिअ, હસી. પૂર્વ શબ્દ નહિ હોય તોય પણ પ્રાકૃતમાં બહુધા त्वा ને સ્થળે इअ આવે; भूत्वा=होइअ, હોઇ; श्रुत्वा=सुणिअ, સુણી.

આ પ્રત્યયે કરીને બે ક્રિયાપદની વચ્ચે જે સંબંધ હોય તે દર્શાવાય છે. એક ક્રિયા થઇ ગયા પછી તેને આશ્રયે બીજી ક્રિયા ચાલી, આવો સંયુક્તાર્થ આ પ્રત્યયે કરીને દેખાડેલો છે, માટે એને સંબંધકભૂત કૃદંત કહિયે છિયે. કોઇ ધારે છે કે પહેલાં ગુજરાતીમાં આ અર્થે કેવળ ઈ પ્રત્યય વપરાતો હતો. પછી એનો સબંધક અર્થ ફીકો પડ્યો, માટે ઈ પ્રત્યયની સાથે તેના સમાન અર્થનો વાક્યયોગી, ને, બોલવામાં આવ્યો; કરી+ને=કરીને.

૨૫૬. પણ એક બીજું મત છે. સંસ્કૃત त्वा ને સ્થળે બહુધા પ્રાકૃતમાં तूण—ऊण ચાલે છે; रुदित्वा=रोत्तूण; कृत्वा=कातूण—काऊण; दत्वा=दाऊण. આ ઉપરથી મરાઠી ऊन; પ્રાકૃત दाऊण=મરાઠી देऊन. ऊण—ऊनનો આદિસ્વર નમ્ર પડીને ઈ થયાથી, અને અંત્યસ્વર વધ્યાથી (૧૦૭ ङ), ગુજરાતી ઈને; એ રીતિયે સંસ્કૃત दत्वा=પ્રાકૃત दाऊण,=મરાઠી देऊन,=ગુજરાતી દેઇને. જૂની મરાઠીમાં ऊनी, ओनि, ऊनियां, ओनियां, એવાં રૂપ પણ ચાલે છે.

## મધ્યમ શબ્દ વિષે.

૨૫૭. કેવળ પ્રધાન શબ્દથી વાક્ય બને, પણ કેવળ મધ્યમ શબ્દથી બને નહિ.* પ્રધાન શબ્દના અધિકાર તળે મધ્યમ શબ્દ પોતાનો અધિકાર ચલાવે છે.

*કોઈ વેળા વાક્ય એકજ શબ્દથી બનેલા જેવું દેખાય. પણ તેમાં એક કે અનેક પદ અધ્યાહાર્ય હોય છે; - કેવળ ક્રિયાપદથી - 'જા;' 'આવ;' 'બેસ;' - કેવળ નામ કે

૨૫૮. સાધારણે મધ્યમ શબ્દ **અવ્યય** કહેવાય છે, એટલે એવા કે જેમને જાતિ, વચન, વિભક્તિના પ્રત્યય લાગતા નથી. તોય પણ આ શબ્દો કેવળ ધાતુને રૂપે વપરાતા નથી; તેઓ વિવિધ પ્રકારના પ્રત્યયોએ કરીને સાધિત થયલા છે. મૂળે તેઓ પ્રધાન શબ્દ હશે, અને હજી પણ, કોઇ વેળા, પ્રધાન શબ્દને અર્થે ચાલે; જ્યારે મધ્યમના ઉતરતા અર્થમાં વપરાય છે, ત્યારે તેઓ વિભક્ત્યાદિકના પ્રત્યયોને સ્વીકારતા નથી. ગુજરાતી ભાષાની રૂઢિ એવી ઠરી છે, કે કોઇ મધ્યમ શબ્દ વાક્યના ક્રિયાનાથની જાતિ વચન પ્રમાણે પ્રત્યયોને સ્વીકારે છે (૨૭૧), તો પણ તેઓનું જાદું રૂપાખ્યાન થતું નથી.

૨૫૯. મધ્યમ શબ્દના બે વર્ગ છે; ૧ લો **ક્રિયાવિશેષણ**; ૨ જો **સંયોજકશબ્દ**; વળી સંયોજકના બે વર્ગ છે, **સંયોગી** અને **વાક્યયોગી.** (કોષ્ટક, આંક ૫. ૨૦-૨૩.)

## ક્રિયાવિશેષણ.

### २६० प्र. कीया शब्दने क्रियाविशेषण कहिये ?

ઉ. ક્રિયાના સમય, સ્થલ, રીતિ, સ્થિતિ, સંખ્યા, ઇ૦ વિષે જે શબ્દ કોઇ બાકી કે અંકિત અર્થ દેખાડે તેને ક્રિયાવિશેષણ કહિયે.

૨૬૧. 'હું આવું,' એવું કહિયે, તો ક્રિયાનો અર્થ છૂટો, કશા પ્રકારની મિતિરહિત છે. એને વિશેષણ લાગે તો ક્રિયા વિષે કંઇ પણ અંકિત અર્થ ભળે; જેમકે, હું હવડાં કે કાલે, કે વહેલો, કે મોડો, કે નિત્ય, કે હ્યાં, કે આણિગમ, કે ખચિત, કે નાજ આવું.

### २६२. प्र. कोइ बीजा प्रकारनां क्रियाविशेषण छे ?

ઉ. છે; જ્યારે કોઇ શબ્દ ગુણવાચકની સાથે, અથવા બીજાં ક્રિયાવિશેષણની સાથે આવીને, તેના સાધારણ અર્થ વિષે કોઇ બીજો અંકિત અર્થ દર્શાવે, તો તે પણ ક્રિયાવિશેષણ છે;—"એ વિદ્વાન શાસ્ત્રી છે;" આ વાક્યમાં 'વિદ્વાન,' આ ગુણવાચકની સાથે ક્રિયાવિશેષણ વપરાય; જેમકે—મહા, કે બહુ, વિદ્વાન.

---

સર્વનામથી, 'શું?' 'હું?' કામ!;—કેવળ ક્રિયાવિશેષણથી પણ થાય, 'આગળ;' 'પાછો;' = આગળ જા, પાછો જા.

૨૬૩. ક્રિયાપદનો વિભાગ અર્થને ધોરણે, અને મૂળને ધોરણે થાય છે.
**અર્થને ધોરણે:—**

**૨૬૪. कालवाचक.** अ.) **समयदर्शक.** અમણાં, હવડાં, અત્યારે, ક્યારે, કોઇ વેળા, વહેલું, મોડું, તત્કાલ, તત્ક્ષણ, પલકમાં, પળમાં, હવે, આજ, કાલે, સાંજે, સવારે, બપોરે, મધરાતે, વાહણે, ઓણ, પોર, પહેલે દહાડે, પહેલે વર્ષે, કદી, હાલ, હાલમાં, વળી, વળતી, હજી, હજુ, તરત, ઇ૦.

आ.) **गतिदर्शक.** નિત્ય, નિત, જાથુ, સદા, સર્વદા, સર્વકાલ, હમેશાં, રોજ.

इ.) **कालनुं पुन:पुन:पणुं.** નિત નિત, કદિ કદિ, રોજ રોજ, દહાડે દહાડે. ઘડી ઘડી, પળે પળે, વારે વારે, વારંવાર, વારા ફરતી, ઘણી વાર, ફરી ફરીથી, ઇ૦,

ई.) **कालसंबंधदर्शक.** વચગાળે, મધ્યકાલે, અંતરે, અંતરમાં, આગળથી, પછીથી, પૂર્વે, ક્વચિત, છેટે, છેટેથી.

**૨૬૫. स्थलवाचक.** अ.) **अमुकस्थल.** અહાં, ત્યાં, જ્યાં, ક્યાં, પણે, અહાં આગળ, ત્યાં આગળ ઇ૦. પાસે, નજિક, થડમાં, લગભગ, ઉપર, ઊંચું, હેઠળ, નીચે, તળે, તળિયે, દૂર, વેગળે, મધ્યે, વચ્ચે, અંદર, ઠેઠ, ઇ૦.

आ.) **दिशादर्शक.** આણીગમ, પેલીગમ, જેણીગમ, કેણીગમ, આમ, તેમ, જેમ, આણીપાસ, પેલીપાસ, દક્ષિણાતા, ઉત્તરાતા, ઉગમણે, આથમણે ઇ૦.

इ.) **अनुक्रमदर्शक.** પહેલે, બીજે, ત્રીજે, ઇ૦. પૂઠે, પછવાડે, છેલ્લે, પહેલાંથી, પછીથી, પ્રથમ, અંતે, ઇ૦.

**૨૬૬. रीतिवाचक.** अ.) **गुणदर्शक.** ભલે, ભુંડે, ઠીક, ખરૂં, ખોટું, વાજબી, સારૂં, ઠીકઠાક, ન્યાયથી, અન્યાયથી, ઇ૦.

आ.) **प्रकारदर्शक.** બળે બળે (બેરે બેરે), બળાત્કારે, જોરભેર, ધીમે, ધીરે, આસ્તે, એમતેમ, જેમતેમ, ભેળસેળ, ગમે તેમ, ઓચિંતો, અકસ્માત, જેમનેજેમ, તેમનેતેમ, અમથો, વ્યર્થ, ફોકટ, ફકત ઇ૦.

इ.) **स्वीकारदर्शक.** હા, હોવે, ખરૂં, ખચિત, તમે કહો તેમ, વારૂ, મુકરર, અવશ્ય, જરૂર,–જ.

ई) **निषेधार्थ.** ન, નાં, (નો), નહિ, નવ, મા, (મો.)

उ.) **संशयार्थ.** કદાચિત, કદાચ, કદાસ, કદાપિ, ઇ૦.

ऊ.) **कारणदर्शक.** તો, માટે, તેથી, તે પર, એ પર, શા વાસ્તે? શા માટે??

